શ્રીમદ્ ગો. શ્રીમટ્ટુલાલજી મહારાજનાં

# વચનામૃતો

અને

શ્રીહરિરાયજી કૃત

# સેવામાર્ગ તથા વચનામૃત.



છપાવી પ્રસિદ્ધ કરનાર

**દીનકિંકર.**

ઠે. શ્રીભક્તિમાર્ગીય સસ્તી ગ્રંથમાળા કાર્યાલય.

રેવડી બજાર, અમદાવાદ.

સંવત ૧૯૮૨. શ્રીવલ્લભાબ્દ ૪૪૮.

પ્રત ૧૦૦૦

કીંમત ૦—૨—૬

# વચનામૃત સંબંધી કંઇક.

શ્રીમહાપ્રભુજીના સમયથી દરેક શ્રીગોસ્વામી બાળક પાસે પોતાના અંતરંગ ભગવદીયો ભગવાનની ચર્ચા માટે હોય છે. શ્રીમહાપ્રભુજી પાસે દામોદરદાસ હરસાની અને પરમાનંદદાસ આપશ્રીની અંગત ભગવદ્વાર્તાના કારણરૂપ હતા. શ્રીગુસાંઇજી પાસે ચાચાજી અને નાગજી ભટ્ટ, શ્રીગોકુલેશ પાસે કલ્યાણભટ્ટ અને શ્રીહરિરાયજી પાસે મહાનુભાવી હરિજીવનદાસ ખાસ અંતરંગ ભગવદીયો હતા. શ્રીમદ્દજી મહારાજ પાસે પણ આવા અંતરંગ ભક્તો હતા, તેમની પાસે આપશ્રીએ આ વચનામૃતો ઉચ્ચારેલાં છે. ધર્મ કયો અને અધર્મ કયો એ બાબતમાં ઘણીવાર નિર્ણય કરવો કઠણ છે, તે એટલે સુધી કે કોઇવાર ઉપલક અયોગ્ય જેવું જણાતું કાર્ય પણ કદાચ યોગ્ય અને પવિત્ર હોય અને કોઇવાર યોગ્ય લાગતું કાર્ય પણ અયોગ્ય હોય. દાખલા તરીકે કોઇપણ પ્રકારનું પરોપકારી કાર્ય પણ જો પુણ્યની ઇચ્છાથી કરવામાં આવે તો બંધનકારક નિવડે છે. એથી ઉલટું રાવણ કે કંસ જેવો કોઇ પ્રજાને બહુ કનડતો હોય ને તેવાના નાશથી પ્રજાને શાંતિ થતી હોય તો તેનો નાશ કરવો એજ ધર્મ છે, આ વચનામૃતો તદ્દન શુદ્ધાદ્વૈતની દષ્ટિ રાખીને વાંચવાની મારી વિનતિ છે. સ્રીઓને ને થોડું ભણેલાને બાળબોધ અક્ષર નથી ઉકલતા, માટે ગુજરાતી લિપિમાં તે છપાવવામાં આવ્યાં છે.

દીનકિંકર.

॥ શ્રીગોકુલેન્દુર્જયતિ ॥

# પ્રસ્તાવના.

શ્રીહરિરાયજી મહાપ્રભુજીનાં થોડાજ વખત પહેલાં ચાર પ્રાકટ્ય થઇ ગયાં.

(૧) શ્રીમથુરાંવાળા શ્રીરમણલાલજી મહારાજશ્રી તે શ્રીહરિરાયજીના સ્વરૂપાચારનું પ્રાકટ્ય. આપશ્રીની અપરસ એટલી બધી કડક હતી, કે આપશ્રી શ્રીઠાકોરજીની ગાયોને ઘાસ ચારો પણ ધોવરાવીનેજ ખવરાવતા, જેથી દૂધ સ્વચ્છ નીકળે.

(૨) શ્રીહરિરાયજીની વિદ્યા સ્વરૂપનું પ્રાકટ્ય શ્રીગોવિંદપ્રભુ કે જે હાલ બિરાજમાન ચતુર્થપંચમ પીઠાધીશ્વર ગોસ્વામિ શ્રી-વલ્લભાચાર્યજી મહારાજશ્રીના દાદાજી થાય. આપશ્રી મહા સમર્થ વિદ્વાન હતા.

(૩) શ્રીતાજજી મહારાજશ્રી તે શ્રીહરિરાયજીની ભાવના સ્વરૂપનું પ્રાકટ્ય. કાશીવાળા શુદ્ધાદ્વૈત માર્તંડના કર્તા શ્રીગિરિધરજી મહારાજશ્રી જેટલાજ આ મહારાજશ્રી પ્રકટ ભાવિક હતા.

(૪) શ્રીહરિરાયજીની સેવા સ્વરૂપનું પ્રાકટ્ય તે શ્રીમદુજી મહા-રાજ, મહાસેવા ચતુર હતા. આપશ્રીના છપ્પન ભોગના ઉત્સવો પ્રકટ ચમત્કારી હતા. તે એટલે સુધી કે છપ્પન ભોગ આરોગ્યા પછી શ્રીઠાકોરજી સાક્ષાત દર્શન દઇ પ્રસન્નતા જણાવતા. આવા આચાર્યશ્રીનાં વચનામૃતો દિવ્ય હોય એમાં નવાઇ નથી. આ વચનામૃતો ગુજરાતી લિપિમાં મુકવાનું ભાગ્ય મને પ્રાપ્ત થયું છે. સાથે શ્રીહરિરાયજીની સેવાવિધિ પણ છે, તેથી ભગવદીયો સેવાના સ્વરૂપને જાણી શકશે.

દીનકિંકર.

રેવડી બજાર–અમદાવાદ

श्रीकृष्णाय नमः ॥ श्रीगोपीजनवल्लभाय नमः ॥
॥ श्रीमन्मदनमोहनो जयति ॥ श्रीमदाचार्यचरणकमलेभ्यो नमः ॥

# ॥ अथ श्रीमट्टुलालजी-श्रीगोपीकालंकारजी महाराज कृत ॥

# ३२ वचनामृत.

---

॥ मंगलाचरणम् ॥

બર્હાપીડં નટવરપુઃ કર્ણયોઃ કર્ણિકારં
બિભ્રદ્વાસઃ કનકકપિશં વૈજયન્તીં ચ માલામ્ ।
રન્ધ્રાન્ વેણોરધરસુધયા પૂરયન્ ગોપવૃન્દૈ
ર્વૃન્દારણ્યં સ્વપદરમણું પ્રાવિશદ્ ગીતકીર્તિઃ ॥ ૧ ॥
શ્રીગોવર્ધનનાથપાદયુગલં હૈયંગવીનપ્રિયં ।
નિત્યં શ્રીમથુરાધિપં સુખકરં શ્રીવિઠ્ઠલેશં મુદા ॥
શ્રીમદ્દ્વારવતીશગોકુલપતી શ્રીગોકુલેંદું વિભું ।
શ્રીમન્મન્મથમોહનં નટવરં શ્રી બાલકૃષ્ણું ભજે ॥૨॥
સાયં કુંજાલયસ્થાસનમુપવિલસત્સ્વર્ણપાત્રં સુધૌતં ॥
રાજદ્યજ્ઞોપવીતં પરિતનુવસનં ગૌરમમ્ભોજવક્ત્રમ્ ॥૩॥
પ્રાણાનાયમ્ય નાસાપુટનિહિતકરં કર્ણરાજદ્વિમુક્તં ॥
વન્દેઽર્ધોન્મીલિતાક્ષં મૃગમદતિલકં વિઠ્ઠલેશં સુકેશમ્ ॥ ૪ ।

શ્રીમદ્ગિરિધરગોવિંદબાલકૃષ્ણાખ્યવલ્લભાન્ ॥
રઘુયદુકુલાધીશૌ ઘનશ્યામાન્નમામ્યહમ્ ॥ ૫ ॥
ચિંતાસંતાનહંતારો યત્પાદાંબુજરેણવઃ ॥
સ્વીયાનાં તાન્નિજાચાર્યાન્ પ્રણમામિ મુહુર્મુહુઃ ॥ ૬ ॥
યદનુગ્રહતો જંતુઃસર્વદુઃખાતિગો ભવેત્ ॥
તમહં સર્વદા વંદે શ્રીમદ્વલ્લભનંદનમ્ ॥ ૭ ॥
અજ્ઞાનતિમિરાંધસ્ય જ્ઞાનાંજનશલાકયા ॥
ચક્ષુરુન્મીલિતં યેન તસ્મૈ શ્રીગુરવે નમઃ ॥ ૮ ॥
નમામિ હૃદયે શેષે લીલાક્ષીરાબ્ધિશાયિનમ ॥
લક્ષ્મીસહસ્રલીલાભિઃ સેવ્યમાનં કલાનિધિમ્ ॥ ૯ ॥
ચતુર્ભિશ્ચ ચતુર્ભિશ્ચ ચતુર્ભિશ્ચ ત્રિભિસ્તથા ॥
ષડ્ભિર્વિરાજતે યોઽસૌ પંચધા હૃદયે મમ ॥ ૧૦ ॥

---

## વચનામૃત ૧ લું.

હવે એક દિવસે કહ્યું કે દત્તાત્રયે પૃથ્વીને ગુરુ કરીને તેનો ગુણ લીધો, તે પૃથ્વીમાં કેવો ગુણ છે, તે બહુ દુઃખ સહન કરે છે, કોઇ તો પૃથ્વીને ખોદે છે, કોઈ તેના ઉપર દુર્ગંધ નાખે છે, કોઈ તેને ઠીક કરે છે, વળી કોઈ તેના ઉપર હરિમંદિર બનાવે છે; પણ પૃથ્વી કોઈના ઉપર રીસ કરતી નથી, માટે એવો ગુણ વૈષ્ણવે રાખવો. ૧

વળી દત્તાત્રયે ઝાડને ગુરુ કર્યો, તે ઝાડનો એવો ગુણ છે, કે ઝાડ ટાઢ સહન કરે છે, તડકો વેઠે છે, વરસાદ

વેઠે છે, પણ જો કોઇ તેની પાસે આવે છે, તો તેને સુખ કરે છે, વળી જો કોઇ તેને કાપે તો પણ બોલે નહિ. માટે વૈષ્ણવે પણ એવો ગુણ રાખવો. ૨

વળી દત્તાત્રયે અજગરને ગુરુ કીધો, તેનો ગુણ લીધો. તે અજગરનો એવો ગુણ છે કે પોતાના ઉદર અર્થે કાંઇ પણ ઉદ્યમ કરવો નહિ, જે કાંઇ ભગવદિચ્છાએ પ્રાપ્ત થાય તે ખરૂં. તો વૈષ્ણવે એવો સંતોષ રાખવો અને પોતાનું ચિત્ત ભગવાન્ વિષે રાખવું. ૩

વળી દત્તાત્રયે સમુદ્રને ગુરુ કરી તેનો લક્ષ લીધો. તે સમુદ્રનો એવો ગુણ છે કે સદાકાળ પ્રસન્ન રહે છે, ને સદા આનંદની લહેરો ઉઠે છે, વળી ઉષ્ણકાળમાં ઘટે નહિ ને વર્ષાકાળમાં વધે નહિ, સદાકાળ એક પૂર્ણ રહે. તો ભગવદીયને સદાકાળ આનંદયુક્ત રહેવું. વળી લાભ થયે હર્ષ ન કરવો, અને હાનિ થયેથી શોક ન કરવો. એ રીતે સદા નિર્લોભી રહે, વળી પોતાના મનમાં એમ જાણે કે ભગવાન કરશે તે ખરૂં. વળી મનમાં કંઇ પણ સંકલ્પ કરવો નહિ, સદાકાળ પ્રસન્ન રહે, અને વિચાર માત્ર ભગવાનના રાખે તથા ચિત્ત ભગવત સ્વરૂપમાં રાખે, એવો ગુણ સમુદ્રનો લીધો. ૪

વળી દત્તાત્રયે ભમરીને ગુરુ કરી તેનો લક્ષ લીધો. તે જેમ ભમરો સર્વ પુષ્પ ઉપર બેસે છે પણ ક્યાંય બંધન

પામતો નથી, તો ભગવદીયને પણ કથા માત્રનો સાર ગ્રહણ કરવો. માટે જે સાર ગ્રહણ કરે તે પાર પડે. વળી ભગવદીયે કોઇનો સંગ કરવો નહિ જો સંગ કરે તો બંધન થાય. જેમ ભમરો કમળનો સંગ કરે છે, તો બંધન પામે છે, માટે જો સંગ કરે તો લોભ થાય છે.

**વળી ભમરીનું દૃષ્ટાંત**—જેમ મધમાખી સર્વે વનસ્પતિમાંથી રસ લાવીને મધપુડો કરે છે, ત્યારે પારધિ આવીને તેની નીચે ધુમાડો કરે છે, ને માખીઓને ઉરાડી મુકે છે, પછી તે મધનો સર્વ રસ લઇ જાય છે. તેમ જો દ્રવ્યનો સંગ્રહ કરીએ, તો નાશ થાય માટે લોભ કરીને કોઇ વસ્તુનો સંગ્રહ કરવો નહિ. ૫

**વળી હાથીનું દૃષ્ટાંત**—જેમ કોઇ કાગળની હાથણી કરીને એક ખાડો ખોદી તે ખાડાને ઢાંકે છે, પછી તેના ઉપર પેલી કાગળની હાથણી ઉભી રાખે છે, તેને દેખીને હાથી કામાતુર થઇને દોડે છે, પછી તે ખાડામાં પડે છે, એટલે હાથીને પગે બાંધીને ખાડામાંથી બહાર કાઢે છે. એમ જાણીને ભગવદીયે કાષ્ટની પુતળીનો પણ સંગ કરવો નહિ. જો સંગ કરે તો હાથીની પેઠે બંધન પામે. ૬

**વળી પીંગળા વેશ્યાનું દૃષ્ટાંત**—પીંગલા એક દિવસે રાત્રિને વિષે શણગાર સજીને દ્રવ્યના લોભે કરીને પરપુરુષની વાટ જોતી હતી. તે વાટ જાતાં આખી રાત્રિમાં કોઇ પરપુરુષની પ્રાપ્તિ થઇ નહિ. પછી તે નિરાશ થઇને સુતી, ત્યારે

તેને જ્ઞાન ઉત્પન્ન થયું, તેથી તે એમ કહેવા લાગી કે અરે! આ મને શું સુઝ્યું! આતો સર્વ ખોટું છે! સાચા તો એક શ્રીહરિ છે! માટે હવે હું એનું આરાધન કરૂં તો મારૂં કલ્યાણ થાય. એવી રીતે ઘણો વિરહ તાપ કરીને ભગવાનમાં ચિત્ત લગાડીને સૂતી પછી તે ભગવદ્ગતિને પામી. તેમ વૈષ્ણવે પણ સર્વ પ્રાણીમાત્રમાંથી ચિત્ત કાઢીને ભગવાનમાં ચિત્ત લગાડવું તથા પ્રભુનો દૃઢ આશ્રય કરવો, તેથી ભગવત પ્રાપ્તિ થાય. માટે કોઇ વાતની અપેક્ષા કરવી નહિ. એમ જાણવું કે હરિ વિના સર્વે ખોટું છે. એવી રીતે જેનું મન દૃઢ થાય, ત્યારે તે હરિને પામે છે. (૭)

વળી મચ્છનું દૃષ્ટાંત—જેમકે માછલી જીહ્વા ઇંદ્રિયના લોભે કરીને મૃત્યુને પામે છે. તેમ જે પુરુષ જીહ્વા ઇંદ્રિયનો લોભ કરે તે નાશ પામે છે. માટે જે કોઇ કામ, ક્રોધ, લોભનો ત્યાગ કરશે, તે હરિને પામશે. વળી કોઇ વસ્તુનો સંગ્રહ કરવો નહિ. અને ભગવદીયે કાલનો વિચાર કરવો નહિ. કેવળ પોતાનું સાધન વિચારવું. વળી આપણો વિચાર કોઇ કામ આવતો નથી. ધાર્યું તો શ્રીનાથજીનું થશે. ત્યારે આપણે શું વિચાર કરવો? વળી ભગવદીયે તો સાર માત્ર ગ્રહણ કરવો. તે કોની પેઠે? જેમકે—ડાંગરમાંથી ચોખા કાઢી ફોતરાં નાખી દે છે, બોરની છાલ ગ્રહણ કરી ઠળીઓ નાંખી દે છે, તેમ ભગવદીયે સાર માત્ર ગ્રહણ કરવો.

હવે નારદજી પ્રચેતાને કહે છે હે ઋષિ ! તમે કહો છો, કે આ દેહ જેવાં કર્મ કરે છે, તેવાં બીજા જન્મે ભોગવે છે, પણ જ્યારે આ દેહ પડે છે, ત્યારે દેહ તો અહિં રહે છે, તો એ કર્મ કોણ ભોગવે છે ? ત્યારે પ્રચેતાએ કહ્યું કે આ દેહ છે, તે કાંઇ કર્મ ભોગવતો નથી પણ એની વાસના રૂપી જે શરીર છે, તે અખંડ છે, તે જ્યાં જાય ત્યાં વાસના પામે છે, તે કર્મ ભોગવે છે. અને જેની વાસના મરી ગઇ છે, તેને કાંઇ કર્મ ભોગવવું પડતું નથી. હવે વાસના તે શું ? ત્યાં કહે છે, આ જીવ એમ માને છે કે આ મેં કર્યું, વળી આ પ્રતિગ્રહ મે કર્યો, વળી કહે છે કે મેં પોતાપણું મૂકી દીધું. વળી કહે છે કે હુ બ્રાહ્મણ છુ હું ક્ષત્રી છું, હું વાણીઓ છું, હુ કણબી એ રીતે જે બોલે છે, તે સર્વે મનથી માને છે કે આ કર્મ મે કર્યું એ રીતે જે સારૂં-નરસું મનથી માને છે, તે વાસના એના મનમાં બેઠી છે, તેથી એમ કહે છે. તે પોતે જ્યાં જાય છે, ત્યાં તે વાસના તેની પાસે છે, તે વાસનાને જ્યારે જોગ આવે છે, ત્યારે તે ભોગવે છે. અને જેની વાસના બળી જાય છે, ત્યારે તે હું કરતા માનતા નથી, પછી તો તે એમ માને છે, કે હું લેનાર નથી, હું આપનાર નથી, હું કરનાર નથી, તો એવી રીતે જે માની રહ્યા છે, તેને પાછું કર્મ બંધન થાય નહિ. માટે એ રીતે સાક્ષીવત થઇને રહેવું. જ્યારે એમ મનને વિશ્વાસ થશે, ત્યારે તેનું કામ પણ થશે. માટે

જે અહંતા મમતાનો ત્યાગ કરશે, તે કર્મની વાસનાથી છુટશે. ને જ્યાં સુધી કર્મ કરશે, ને સારૂં નરસું માનશે, ત્યાં સુધી તેને કર્મ ભોગવવું પડશે. માટે જે કરવું તે વાસના રહિત કરવું.

ઇતિ શ્રીમંગુલાલજી મહારાજકૃત વચનામૃત પ્રથમ સંપૂર્ણ.

---

## વચનામૃત ૨ જું.

વળી એક દિવસ કહ્યું કે કોઈ એક પુરુષ રસ્તે ચાલ્યો જતો હતો. ચાલતાં ચાલતાં સાંજ પડી ગઇ, ત્યારે એક ગામની પરવાડે આવ્યો, અને ત્યાં ઉભો રહ્યો. એટલામાં એક સ્ત્રી રૂપવંતી સુંદર ત્યાં દીઠી, ત્યારે તે પુરુષને તેની સાથે ભોગ કરવાની ઇચ્છા થઈ. પછી તે તેની સાથે સંભાષણ કરવા લાગ્યો. એટલામાં તે ગામમાંથી કોઇ એક માણસ ત્યાં આવ્યું. તેણે વટેમાર્ગુને કહ્યું કે અલ્યા, તું આ સ્ત્રીની પાસે કેમ ઉભો છે? આ તો ડાકણ છે. એવું સાંભળી તે પુરુષને ઘણો ભય લાગ્યો. અને મનમાં કહેવા લાગ્યો કે મને આ ડાકણના ભયથી બચાવીને ગામમાં લઇ જાય તો બહુ સારી વાત છે. અને તે ઘણો કંપવા લાગ્યો. તેમ આ જીવને સંસાર ભોગવવામાં કંઇ પણ સાર નથી. કેમકે સ્ત્રી તો ડાકણ સ્વરૂપ છે, તે જેમ એ વટેમાર્ગુને ડાકણનો ભય લાગ્યો તેમ ભગવદીય પણ પર સ્ત્રીનો ભય ડાકણના જેવો રાખે, તો પોતાના ધર્મથી બચે.

વળી આ સંસારમાં પ્રાણીમાત્રને ભગવાન સ્વરૂપ દેખે, અને પ્રપંચ સર્વે હરિરૂપ જાણે, તો તે પ્રપંચમાંથી નીકળે. જેમ આગળ મોટા પુરુષ સંસારમાંથી નીકળ્યા છે, તેમ હું ને મારૂં છોડશે, અને સર્વેના કર્તા ભગવાનને જાણશે, ત્યારે સંસારના બંધનથી છુટશે. અને વળી એમ જાણે છે કે આ જગત ભગવાનના હાથમાં છે, કેમકે જેમ બળદનો ધણી બળદને નાથે છે, તેમ સર્વે જગત ભગવાનનું નાથેલું છે. અને જેમ પ્રભુ ચલાવે છે, તેમ ચાલે છે, અને જે સારો નરસો ભોગ આપશે, તે ભોગવે છે.

વળી પ્રભુ કેવા છે કે રાજાને ભિક્ષુક કરી દે છે, અને ભિક્ષુકને રાજા કરી દે છે. માટે જે જે ભોગનો સમય આવશે, તે તે ભોગવાવશે, પણ જે જીવ ચિંતા કરે છે, તે ખોટી છે. તેથી એક પ્રભુની સેવા તથા પ્રભુનુંજ સ્મરણ કરવું, અને સર્વે જગતમાં એક પ્રભુ ઉપર બુદ્ધિ રાખવી. આ પ્રકારે જે જીવ ચાલે તેના ઉપર પ્રભુ પ્રસન્ન થાય, વળી કોઇની સાથે દ્વેષ રાખવો નહિ. તથા કોઇની નિંદા કરવી નહિ. એ રીતે પ્રભુ વિના જગતમાં કાંઇ જોવું નહિ. સર્વ ઠેકાણે પ્રભુમાંજ બુદ્ધિ રાખવી. કેમકે પ્રાણી માત્ર પ્રભુ વિના કોઈ છેજ નહિ. એમ નિશ્ચય જાણવું.

ઇતિ શ્રીમદ્દુલાલજી મહારાજકૃત વચનામૃત દ્વિતીય સંપૂર્ણ.

---

## વચનામૃત. ૩ જુ.

વળી એક દિવસે કહ્યું કે પ્રાણીમાત્ર સ્થાવર જંગમ તે પ્રભુનું મંદિર છે. શ્રીભગવાને ભાગવતમાં કહ્યુ છે, કે આ સર્વે જગત છે, તે મારૂં ક્રીડા કરવાનું સ્થાન છે, માટે સર્વ જગતમાં હું વસું છું, તેથી કોઈ પણ મારા મંદિરને બાળશો નહિ. હવે બાળવું તે શું ? તે કહે છે કે કોઇ પણ પ્રાણીમાત્રને કઠણ વચન કહેવું નહિ. વળી કોઇના ઉપર દ્વેષ બુદ્ધિ રાખવી નહિ. કદાચિત કોઇ વખત મનમાં દ્વેષ આવે તો તે જ્ઞાનવડે કાઢી નાંખવો. માટે સર્વ પ્રાણી માત્ર કીડીથી માંડીને હાથી પર્યંતને વિષે અમૃત દૃષ્ટિએ કરીને જોવે, ત્યારે એ જીવ મારી સેવાને પાત્ર થાય, અને જો પાત્ર થયા વિના મારી સેવા કરશે તો તે ફળરૂપ નથી, તેથી હું તેના ઉપર પ્રસન્ન થતો નથી, માટે આ જીવ સેવાને પાત્ર થાય તો તે મને પ્રિય લાગે, એમ ભગવાને કહ્યું છે. હવે સેવા તે શું ? તે કહે છે કે આ જીવને મારા ઉપર સ્નેહ ઘણો ઉપજે, તેથી હું તેને અત્યંત પ્રિય લાગું તેનું નામ સેવા. માટે જે કોઇ મારા ઉપર સ્નેહ રાખીને મારી સેવા કરશે, તેને મારી પ્રાપ્તિ થશે, તેમાં સંદેહ નથી. તે સ્નેહ એવી રીતે ઉપજે કે મારી સેવા કરતાં બહાર નીકળવાનું મન થાય નહિ. વળી જ્યારે તે મારાં દર્શન કરે, ત્યારે તેને નવો નવો ભાવ ઉપજે તે નિરંતર મારા સ્વરૂપનું ધ્યાન કરે. ત્યાર પછી તેની એકાદશ ઇંદ્રિય

મારી સેવામાં કામ આવે, ત્યારે હું તેના ઉપર પ્રસન્ન થાઉં. વળી તે લોભનો ત્યાગ કરે, તથા કોઇની નિંદા કરે નહિ. વળી મદ મત્સરતાનો ત્યાગ કરે, તથા સર્વથી પોતાને નીચ જાણે, અને સર્વના કરતાં મોટા એક પ્રભુનેજ માને. પોતે તો સાક્ષીવત થઇને રહે ત્યારે તેનું કામ થાય.
ઇતિ શ્રીમદ્ લાલજી મહારાજકૃત વચનામૃત તૃતીય સંપૂર્ણ

---

## વચનામૃત ૪ થું.

વળી એક દિવસે કહ્યું, કે ઋષભદેવના પુત્ર રાજા ભરત તે જ્યારે પોતે ગ્રહસ્થાશ્રમધર્મ ભોગવતા હતા, ત્યારે તેમના ઘરનાં સર્વે માણસ ભરતજીની આજ્ઞામાં રહેતાં. અને ભરતજીથી ઘણું બીહતાં રહેતાં. તે એમ જાણતા કે ભરતજી અમારો ત્યાગ કરશે, તો અમારી શી ગતિ થશે ! એ રીતે સર્વે કંગાલ થઇને ભરતજી પાસે રહે અને વળી એમ કહે કે જ્યાં સુધી અમારાં ભાગ્ય છે, ત્યાં સુધી ભરતજી અમારો અંગીકાર કરશે, એવી રીતે સર્વે રહે, પણ ભરતજી તો મહા જ્ઞાની છે, જેને ચૌદ લોકના પદાર્થ ઉપર વૈરાગ્ય છે, તો આ લૌકિકના સુખ ઉપર મોહ કેમ પામે? પછી તે ભરતજીએ આ જગતના સુખને મળ સરખાં જાણીને તેનો ત્યાગ કરીને પોતે ગલકી નદીના કાંઠા ઉપર તપ કરવા બેઠા. ત્યાં એક દિવસમાં ત્રણ વખત સ્નાન કરે અને શાલીગ્રામજીની સેવા કરે. એમ કરતાં કરતાં એક દિવસે

તેમને હરણીના બાળકનો સંગ થયો, ત્યારે તે બચ્ચાંને જોઇને ભરતજીને દયા આવી, તેથી તેને પોતાના આશ્રમમાં લાવીને તેનું પાલનપોષણ કરવા લાગ્યા. તેથી પોતાનું નિત્ય નિયમ કર્મ સર્વ છુટી ગયું. પછી તે હરણીનું બાળક મોટું થઇને ભાગી ગયું, તેથી ભરતજીનું ધ્યાન તે હરણીના બાળકમાં રહ્યું, અને અંતકાળે પણ તેમાં જીવ રહ્યો, તેથી તે હરણીને પેટે અવતર્યા, પણ તેમને પ્રથમનું જાતિસ્મરણ રહ્યું હતું, કે હું પ્રથમ ભરતજી રાજા હતો, અને હું હરણીના સંગથી હરણ થયો છું, માટે જો આ હરણનો દેહ છુટે તો હું પ્રભુની ભક્તિ કરૂં. એ રીતે વૈરાગ્ય ઉપજાવીને તૃણઘાસ કંઈ પણ ચરે નહિ, અને કહેવા લાગ્યા કે હે નારાયણ! હે ગોવિંદ! એમ કહીને તે હરણનો દેહ ત્યાગ કર્યો. પછી બ્રાહ્મણને ઘેર તેમનો જન્મ થયો. ત્યારેં પોતે જડભરત થઇને રાજા રાહુગણને જ્ઞાન આપી તેને મુક્ત કર્યો. અને પોતે પણ પ્રભુને પામ્યા. માટે સંગદોષ તો એવો ભુંડો છે. તે એવા મોટાને બાધ કરે, તો આપણને કંગાળને બાધ કરે એમાં શું મોટી વાત છે? તેથી ચતુર પુરૂષે કોઇનો પણ સંગ કરવો નહિ. એક પ્રભુમાં ચિત્ત રાખવું,

ઇતિ શ્રીમદ્દુલાલજી મહારાજકૃત વચનામૃત ચતુર્થ સંપૂર્ણ.

---

## વચનામૃત ૫ મું.

વળી એક દિવસે કહ્યું કે આ જીવ તો અક્ષરબ્રહ્મથી થયો છે, અને તેને સેવા તો શ્રીપૂર્ણપુરૂષોત્તમની સોંપી છે;

પણ આ જીવને પ્રભુમાં સ્નેહ આવતો નથી તે કેમ ? આ જીવ પૂર્ણપુરુષોત્તમાંથી પ્રગટ થયો હોય તો એને પૂર્ણપુરુષોત્તમ ઉપર સ્નેહ ઉપજે. માટે આ જીવ જે કરે છે, તે સ્નેહ વિના કરે છે. અને જે શ્રીવલ્લભકુલ છે, તે પોતાના સેવ્ય સ્વરૂપ ઉપર કેવો સ્નેહ રાખે છે ? કે એક બાજુ દ્રવ્યનો ઢગલો કરો, અને એક બાજુ શ્રીઠાકોરજીને પધરાવો, તો શ્રીવલ્લભકુલ દ્રવ્ય સામું જોશે નહિ. અને શ્રીઠાકોરજીને અતિ સ્નેહ કરીને પધરાવી લેશે, પણ જે આ કલિયુગના જીવ છે; તેમને તો દ્રવ્ય ઘણું પ્રિય છે, માટે તે તો શ્રીઠાકોરજી સામું જોશે નહિ. અને કેવળ વૈભવ સામું જોશે, અને તરત મોહ પામશે; માટે જીવમાં અને શ્રીવલ્લભકુળમાં ઘણો ફેર છે. વળી બીજું દૃષ્ટાંત જેમકે આ જીવ સેવા સ્મરણ કરીને બહાર નીકળે છે, તે બજારમાં જઈને શાકવાળાને કહે છે, કે હું સેવા ભજન કરીને આવ્યો છું, માટે તું મને શાક આપ. ત્યારે પેલો કહે છે કે ઉઠ સેવા ઉભી થા. અહીં તો પૈસા હોય તો શાક મળે, સેવા બદલે શાક આવતું નથી. એ તો તું ખોટું બોલે છે. એ રીતે એ જીવ વાણી બોલે છે, તે ખોટી છે, માટે આ જીવ સેવા ભજનનું માહાત્મ્ય જાણતો નથી. સેવાનું માહાત્મ્ય કેવું છે તે કહે છે:– કે કોઈ શ્રીમહાદેવજીને કહેશે, કે તમે મને સેવાનું મૂલ આપો, તથા શ્રીનારદજીને કહેશે કે તમે મને સેવાને બદલે કંઈક આપો, ત્યારે શ્રીમહાદેવજી તેને કહે છે, કે હું તને

મારો કૈલાસ આપું, પણ સેવાને બદલે આપું, એવો પદાર્થ મારી પાસે નથી. ત્યારે શ્રીબ્રહ્માજી કહે છે કે મારી બ્રહ્મપુરી આપું, પણ સેવાની બરાબર કોઈ પદાર્થ ચૌદલોકમાં નથી. વળી શ્રીનારદજી પણ કહે છે કે સેવા બરાબર કોઇ પણ પદાર્થ નથી. માટે આ પુષ્ટિમાર્ગમાં તો સર્વોપરિ સેવા છે, માટે આ જીવ જે વસ્તુના અધિકારી છે, તેને તે વસ્તુ પ્રિય લાગે છે, માટે આ જીવ નર્કનો અધિકારી છે, તેથી તેને નર્ક વહાલું લાગે છે. હવે ત્યાં પૂછયું કે નર્ક તે શું? તો કહે છે કે જે આ સંસારની વિષયવાસના છે, તેજ નર્ક જાણવું, તથા દ્રવ્ય, કામ, ક્રોધ; લોભ, અહંતા, મમતા એ સર્વ આ સંસારમાં નર્ક જાણવું. માટે જે નર્કના અધિકારી છે, તેને તો નર્ક જ વહાલું લાગે છે, અને જે ભગવદ્રસના અધિકારી છે, તેને ભગવાન વહાલા છે, પણ સંસારના જીવને તો સંસારનું સુખ પ્રિય લાગે છે.

ઇતિ શ્રીમદ્ગુલાલજી મહારાજકૃત વચનામૃત પંચમ સંપૂર્ણ.

---

## વચનામૃત ૬ ઠું.

વળી એક દિવસે કહ્યું કે શાસ્ત્રમાં પ્રભુનું જે સ્વરૂપ વર્ણન કર્યું છે તે પ્રભુ કેવા છે? તો કહે છે કે જેની સોળ વર્ષની અવસ્થા છે, તથા પીળાં પીતાંબર પહેર્યાં છે, કાનને વિષે મકરાકૃત કુંડલ ધર્યાં છે, અને મેઘશ્યામ સુંદર સ્વરૂપ છે, વળી તેજ પ્રભુ વૈષ્ણવને ઘેર બાલભાવે કરીને બિરાજે

છે, તે વ્રજભક્તના યૂથના અધિપતિ છે, તે શ્રીઆચાર્યજી મહાપ્રભુજીએ કૃપા કરીને વૈષ્ણવને માટે પધરાવી દીધા છે, માટે તે પ્રભુથી કોઇ મોટો નથી, તેથી તેની સેવા સાવધાન થઇને કરવી.

ઇતિ શ્રીમદ્ગુલાલજી મહારાજકૃત વચનામૃત છઠું સંપૂર્ણ.

---

## વચનામૃત ૭ મું.

વળી એક દિવસે કહ્યું કે આ જીવશાસ્ત્રને સાંભળી એમ જાણે, કે પ્રભુ તો ઇશ્વરના ઈશ્વર છે. એ રીતે માહાત્મ્ય જાણે તે સાધનરૂપ જાણવું, પણ જેણે શાસ્ત્ર નથી સાંભળ્યું, અને કંઈ પણ નથી જાણતો, પણ પોતાના સેવ્ય શ્રીઠાકોરજી ઘણા પ્રિય લાગે છે, તેને ફલરૂપ જાણવું. કેમકે તેને શ્રી· ઠાકોરજીમાં બાલભાવે કરીને ઘણો સ્નેહ છે. તે બાલભાવે કરીને શ્રીઠાકોરજીની સેવા કરે છે, તે કેવી રીતે કે જેમ આપણો છોકરા ઉપર સ્નેહ છે, તેથી છોકરા ઘણા પ્રસન્ન રહે છે, તેમ તે બાળક કરતાં પ્રભુજીને અગણિત બાળક કરવા જોઈએ, તે ફલરૂપ છે. વળી છોકરામાં આપણી કેવી પ્રીતિ છે કે કોઈ આપણા છોકરાને ખાંડનું ખાવું આપશે, ત્યારે આપણે કહીશું કે એને શરદી થઈ જશે. એવી રીતે આપણે બાળકનું જતન કરીએ છીએ, તો એવી પ્રીતિ આ સંસારના ખોટા પદાર્થમાં છે, તેવી પ્રીતિ બાલભાવે શ્રીઠાકો-રજીમાં હોય તો તેનું કામ થાય, પણ એવો ભાવ તો આવવો

બહુ કઠણ છે, માટે જે મહાપુરુષે શાસ્ત્રની રીત બતાવી છે, તે પ્રમાણે ચાલવું. તેથી પ્રભુ સાધન માનીને આગળ ફલપ્રાપ્તિ કરશે.

ઇતિ શ્રીમદ્ગુલાલજી મહારાજકૃત વચનામૃત સપ્તમ સંપૂર્ણ.

---

## વચનામૃત ૮ મું.

વળી એક દિવસે કહ્યું કે આગળ મોટા કહી ગયા છે, કે પોતાના સેવ્યરૂપ જે શ્રીઠાકોરજી છે, તે તો પૂર્ણપુરુષોત્તમ છે, એમ વેદ પણ કહે છે, બ્રહ્માજી પણ કહે છે, નારદજી પણ કહે છે, શુકદેવ આદિ લઇને કહે છે, અને ભગવાને પણ પોતે શ્રીમુખથી કહ્યું છે કે આ સર્વે જગત મારૂં સ્વરૂપ છે માટે મારામાં જગતને જોજો, ને જગતમાં મને જોજો, પણ આ જીવને કંઇ પ્રતીત નથી, માટે જે કોઇ આ જગતમાં પ્રભુ જોશે તે સંસાર વહેવારથી છુટશે, વળી તેને રાગદ્વેષ મટશે, વળી પોતાનું પારકું મટશે, તથા અહંતા મમતા મટશે, અને જયાં સુધી એવા ધર્મ જીવમાં રહ્યા છે, ત્યાં સુધી પ્રભુનું સ્વરૂપ જાણતો નથી. તેથી જીવ પ્રભુનું સ્વરૂપ જાણવા સારૂ ઘણું કરે છે, પણ ભગવન્માયા એવી છે, તે જાણવા દેતી નથી. વળી આપણા ઘરમાં જે ભગવદ સ્વરૂપ બિરાજે છે, તેની કાની આપણને આવતી નથી. કેમકે શ્રીઠાકોરજીના મંદિર આગળ સ્ત્રી પુરુષ બેઉ જણાં હાસ્યવિનોદ કરે છે, અને તે વખતે જો માણસ આવી જાય

છે, તો તેની કાનીએ કરીને બોલતા ચાલતા રહી જાય છે, અને લજ્જા પામે છે, એ રીતે એટલી શરમ માણસની આવે છે, તેટલી શરમ પ્રભુની આવતી નથી, ત્યારે પ્રભુનું સ્વરૂપ ક્યાંથી જણાય? માટે જ્યાં સુધી ભગવદ સ્વરૂપ નથી જાણ્યું, ત્યાં સુધી ગમે એટલા દિવસ સેવા કરે તો પણ સેવા ફળરૂપ નથી, માટે પ્રથમ પ્રભુનું સ્વરૂપ જાણીને પછી સેવા કરશે, તો સેવા ફલરૂપ છે, પણ આ જીવને જેટલો માણસનો વિશ્વાસ છે, તેટલો પ્રભુનો નથી. તે ઉપર દ્દષ્ટાંત–

આપણા પાડોસી આપણને કહે છે કે તમારા ઘરમાં ચોર છે, ત્યારે આપણને ચોરની ઘણીઃ બીક લાગશે, ત્યારે કહે છે, કે ચોર આપણને મારશે કે શું? અને આપણા ઘરમાંથી કંઇક જણસભાવ લઈ જશે, એ રીતે એને પાડોસીના કહેવામાં વિશ્વાસ આવે છે, પણ તેને ભગવદીય ઉત્તમ શિક્ષા આપે છે અને ઘણી રીતથી ભય દેખાડે છે, તો પણ તેનો વિશ્વાસ આ જીવને આવતો નથી. માટે જ્યારે ભગવદીયનાં વચન ઉપર વિશ્વાસ આવશે, ત્યારે તેનું કામ થાશે. તેથી એક ભગવાનના ચરણારવિંદમાં આશ્રય રાખીને સેવાસ્મરણ કરવું. વળી પ્રભુને વિનંતિ કરે કે તમને ગમે એમ કરો. જ્યારે એવો વિશ્વાસ આવે, ત્યારે આ જીવ પ્રભુનો થઇને રહે છે.

ઇતિ શ્રીમદ્દુલાલજી મહારાજકૃત વચનામૃત અષ્ટમું સંપૂર્ણ.



## વચનામૃત ૯ મું.

વળી એક દિવસે કહ્યું કે આ જીવ ભગવત્સ્વરૂપને નથી જાણતા, અને કહે છે કે હું ભગવાનની સેવા કરૂં છું. માટે એમ કહે તે માણુસને મોટો અભાગીઓ જાણવો. વળી આપણને પ્રભુની મર્યાદા આવતી નથી, જો આપણને પ્રભુની મર્યાદા આવતી હોય તો આપણાથી કોઈની સાથે મર્યાદા વિના બોલાય નહિ, માટે જ્યાં સુધી મર્યાદા વિના બોલે છે, ત્યાં સુધી પ્રભુને જાણ્યા નથી, અને જ્યારે પ્રભુનું સ્વરૂપ જણાય ત્યારે પ્રભુની આગળ મર્યાદા વિના બોલાય નહિ. તે ઉપર દ્રષ્ટાંતઃ—

એક વૈષ્ણવ તથા તેની સ્રી બેઉ માણુસ ભગવદ્દવાર્તા કરતાં હતાં, પણ તેનું ઘર સાંકડું હતું, તેથી તે સ્રી પુરુષ બેઉ જણ શ્રીઠાકોરજીને મંદિરમાં પોઢાડીને પોતે બહાર સુતાં હતાં, કારણકે તે એમ જાણતાં હતાં, કે આપણા મોઢાની વાસ શ્રીપ્રભુજીને આવશે, તેથી તે ઘરમાં સુતાં નહિ. એમ કરતાં એક દિવસે વરસાદ આવ્યો, ત્યારે શ્રીઠા. કોરજીએ આજ્ઞા કરીને ઘરમાં સુવરાવ્યાં ત્યારે ઘરમાં સુતા. માટે એ રીતે એ વૈષ્ણવને પ્રભુની મર્યાદા આવી, અને તું તો પ્રભુને જાણતો નથી. વળી તને પ્રભુની મર્યાદા પણ આવતી નથી, અને વળી તું કહે છે કે હું પ્રભુની સેવા કરૂં છું, તે તું વિચાર કર કે આ સર્વે પદાર્થ પ્રભુના ઉપજાવેલ છે. જો જળ ન હોત તો તું નહાત શેનાથી?

અને જો વસ્ત્ર સામગ્રી ન હોત. તો તું નહાઇને શું કરત? તો વસ્ત્ર સામગ્રી તો પ્રભુનીજ પાસે રહે છે, અને તું તો પ્રભુની સેવામાંથી બહાર નીકળી આવે છે. માટે સર્વે વસ્તુ પ્રભુની છે, અને તું કહે છે કે હું પ્રભુની સેવા કરૂં છું, તે તો તું કેવળ ખોટું બોલે છે, કેમકે સર્વના કર્તા તો એક પ્રભુજ છે. અને તું તો પોતાને કર્તા માને છે. માટે કર્તા તો એક ભગવાન છે, એમ જાણે તો કામ થાય. વળી જાણવું જે મારાથી ભુંડો કોઇ નથી, આ પ્રાણીમાત્ર સર્વે ભગવદ્રૂપ છે. અને હું તો એક મહા નીચ છું. એવી નિરંતર ભાવના કરવી, અને નીચથી નીચ થઇને રહેવું, અને એક પ્રભુનો દ્દઢ આશ્રય કરવો, તથા સર્વના કર્તા પ્રભુને માનવા. કેમકે પ્રભુ વિના બીજું કંઇ છે નહિ.

વળી ભગવદીયે કાળના ભય થકી નીકળવું. તે કાળના કાળ તો પ્રભુ છે. પ્રભુ વિના બીજો કોઇ મોટો નથી, તેથી પ્રભુના દાસાનુદાસ થઇને રહેવું. આ જગતમાં આપણું તો કોઇ છે નહિ. અને આપણું જે માન્યું હોય તે પ્રભુને અર્પણ કરવું. તે સર્વે અર્પણ કર્યા પછી કશી ચિંતા કરવી નહિ. એ રીતે જે સાક્ષીવત થઇને રહે તે પ્રભુજીના થઇને રહે. પછી તેણે એમ સમજવું કે પ્રભુને ગમે તેમ કરે. પછી તો ધણીને ગમે તો વાણોતર રાખે, અને ધણીને ન ગમે તો પેઢી ઉપરથી ઉઠાડી મેલે, અને ગમે તો સર્વે મીલકત સોંપી દે તેનો હર્ષ શોક મનમાં કંઇ કરવો

નહિ. વળી ભગવદીયે મરવું અવતરવુ એની ચિંતા રાખવી નહિ. મરવાની તથા ખાધાપીધાની ચિંતા તો સંસારીને છે, તેથી સંસારીને દ્રવ્ય વહાલું છે. અને ભગવદીયને તો ભગવાન વહાલા છે. માટે જે સંસારી છે તે પોતાની સત્તા માની બેઠા છે. પણ ભગવદીયે તો સર્વ સત્તા પ્રભુના વિનિયોગમાં આવે તેમ કરવું. એક કોડી પણ પ્રભુના વિનિયોગથી બહાર જાય તેમ કરવું નહિ, ત્યારે પ્રભુજી પ્રસન્ન થાય. પછી શેઠને વાણોતરનો વિશ્વાસ આવે, ત્યારે તેને ઉંચી પેઢી ઉપર બેસાડીને સવ સત્તા સોંપે તેમ પ્રભુજી પણ ભગવદીયથી કંઈ અંતર રાખે નહિ પણ તેમાં મુખ્ય વિશ્વાસનું કારણ છે, માટે સર્વે વસ્તુમાંથી મન કાઢી ને એક પ્રભુનેજ વહાલા કરવા. પછી પ્રભુ વિના બીજું કંઇ જુવે નહિ. રાત્રિદિવસ પ્રભુની આરાધના કરે, પ્રભુનું ચિંતવન, પ્રભુનું ધ્યાન તથા પ્રભુની સેવા, કીર્તન કરે અને એમ જાણે કે પ્રભુ વિના બીજો કોઇ કર્તા છેજ નહિ. અને જે આપણે સેવા કરીએ છીએ, તે જ્યારે આપણા પ્રભુજીએ સત્તા મુકી છે, ત્યારે આપણાથી પ્રભુની સેવા થઇ શકે છે, માટે જે જીવ પ્રભુને કર્તા છોડીને પોતાને કર્તા માને છે તેને બહિર્મુખ જાણવો, માટે પ્રભુ વિના બીજો કોઇ કર્તા છેજ નહિ, એમ નિશ્ચય જાણવું, માટે સર્વે વાતમા પ્રભુનોજ વિચાર રાખવો. એવી રીતે જે વિચારશે તે પ્રભુજી વિના બીજું કંઈ દેખશે નહિ. એમ જાણવું.

ઇતિ શ્રીમદ્‌ગુલાલજી મહારાજકૃત વચનામૃત નવમું સંપૂર્ણ.

---

## વચનામૃત ૧૦ મું.

વળી એક દિવસે કહ્યું કે આગળ જે જે પ્રભુને પામ્યા છે, તે સર્વે ભગવદીયના સંગથી પામ્યા છે, પણ પ્રભુથી કોઈ પ્રભુને પામ્યા નથી, માટે ક્ષણ એક ભગવદીયના સંગ વિના રહેવું નહિ, કેમકે ભગવદીયના સંગથી પ્રભુની પ્રાપ્તિ થાય છે. પ્રભુની પાસેથી પ્રભુ નહિ મળે એવો ભગવદીયના સંગનો મોટો પ્રભાવ છે. વળી ભગવદીયની મંડલીમાંથી ભગવાનના ચરિત્રની ખબર પડે, કેમકે પ્રભુ પોતે પોતાના જશ વરણવતા નથી, પ્રભુ તો ભગવદીય દ્વારા પોતાના જશ વર્ણન કરાવે છે, માટે એમ જાણવું કે ભગવદીય સર્વેથી મોટા છે, એમ જાણીને ભગવદીયનો સંગ છોડવો નહિ, અને જ્યાં સુધી આ દેહમાં પ્રાણ રહે, ત્યાં સુધી સેવા સ્મરણ ભાવપૂર્વક કરવું. એટલુંજ કામ જાણવું. ઇતિ શ્રીમદ્‌લાલજી મહારાજકૃત વચનામૃત દશમું સંપૂર્ણ.

---

## વચનામૃત ૧૧ મું.

વળી એક દિવસે કહ્યું કે આ જગતમાં સંપત્તિવાન કોને જાણવા? અને અસંપત્તિવાન કોને જાણવા? ત્યારે કહ્યું કે આ જગતમાં જે પ્રભુનું ભજન સ્મરણ કરે છે, તેને સંપત્તિવાન જાણવા. પણ આ જગતમાં જે દ્રવ્યવાન છે, તેને કંઇ સંપત્તિવાન જાણવા નહિ, અને જે ભૂખે મરે તે દરિદ્રી નહિ. વળી આ જગતમાં જીવ જે જે વાણી બોલે

છે, તે એમ જાણવું કે તેના હૃદયમાં પ્રભુ અંતર્યામી બિરાજે છે, તે જેમ આ જીવને બોલાવે છે, તેમ તે બોલે છે. પણ આપણે તો કાંઈ પણ બોલવું નહિ. આપણે કહીશું કે વહાણું વાઇ ગયું, ત્યારે વહાણાના દેવતા જે આધિદૈવિક છે તે ખીજે છે. વળી કહીએ છીએ કે વરસાદ આવે છે, ટાઢ ઘણી પડે છે, અને જ્યારે ટાઢ નથી પડતી, ત્યારે કહીશું કે ઓણ ટાઢ પડી નહિ, વળી તાપ ઘણો પડે છે, આ સારૂં છે, આ નરસું છે, મને ફલાણે ગાળ દીધી, ફલાણો સારૂં બોલ્યો, એ રીતે જે બોલે છે, તે સર્વે સત્ય છે, કેમકે પ્રભુનાં વચન છે, તે તો પ્રભુરૂપ છે, પણ આપણે તો કંઇ પ્રભુ સંબંધ વિના બોલવું નહિ. કોની પેઠે કે જેમ ગુરુ દત્તાત્રયે અજગરને ગુરુ કરીને તેનું વ્રત લીધું, કે કોઇની સાથે સંભાષણ કરવું નહિ, અને ભગવદ્ ઈચ્છાએ જે મળે તે લેવું.

ઇતિ શ્રીમદ્દુલાલજી મહારાજકૃત વચનામૃત એકાદશમું સંપૂર્ણ.

---

## વચનામૃત ૧૨ મું.

વળી એક દિવસે કહ્યું કે આ જગતમાં જેટલા જીવ છે, તેને સર્વેને પ્રભુની પ્રાપ્તિ કેમ થતી નથી ? તે ઉપર કહે છે કે આ જીવ દેહ આરામી છે તેથી એમ જાણે છે કે દેહને સુખે સુખ અને દેહને દુઃખે દુઃખ, એમ માને છે. તે ઉપર દ્રષ્ટાંત:—

જેમકે આપણી સ્ત્રી આપણી સેવા ચાકરી કરે છે, ત્યારે તે આપણને પ્રિય લાગે છે, અને છોકરાં પણ આપણું કામ કરે, તો વહાલાં લાગે છે. વળી ઘણું દ્રવ્ય ખરચીને સારાં સારાં ઘર ચણાવે છે, તે પણ આ દેહને સુખે કરે છે. અને જે દ્રવ્યનો સંગ્રહ કરે છે, તે પણ પોતાના દેહને સુખે કરે છે. તે એમ જાણે છે કે આપણે વૃદ્ધ થઇશું, ત્યારે ખાઇશું. એ રીતે જે જે પદાર્થ પોતાના દેહને સુખ ઉપજાવે છે, તે તે પ્રિય લાગે છે. માટે આ જીવ દેહનો સબંધી છે, તેથી તેને જન્મ મરણ છુટતું નથી, માટે કેવળ અજ્ઞાનથી દેહના સુખે સુખ માને છે, કેમકે આ દેહ તો ખોટો છે, નાશવંત છે તેને આ જીવ એમ જાણે છે કે ખાધું પીધું તે પોતાનું છે, એમ જાણીને જે રીતે દેહ સુખી થાય તે સાધન કરે છે, ને આત્મા તથા પ્રભુનું સુખ વિચારતો નથી, માટે તેને દેહારામી જાણવા. હવે જે જીવ આત્મારામી છે, તેની દેહને કોઇ મારે અથવા કાપે, તો તેને દુઃખ લાગતું નથી, કેમકે તેને દેહને દુઃખે દુખ નથી, તેને તો આત્માને દુઃખે દુઃખ છે, અને આત્માને સુખેસુખ છે, માટે દેહારામી કરતાં આત્મારામીને ઉત્તમ જાણવા, અને તે આત્મારામી કરતાં ભગવદીયને ઉત્તમ જાણવા. હવે ભગવદીય કેને કહેવા, તેનાં લક્ષણ કહે છે:—જે વસ્તુ પ્રભુ આરોગ્યા હોય તેજ લેવી. વળી પ્રભુના પ્રસાદી શણગાર પહેરવા તથા પ્રભુને સુખે સુખ માનવું, અને પ્રભુ

આરોગે, ત્યાર પછી પ્રસાદ લેવો, પણ તેની પહેલાં કાંઈ પણ વાંચ્છના રાખે નહિ, કેમકે તેને ખાધા પીધાની તથા વિષય ભોગની કંઇ પણ અપેક્ષા નથી, કેમકે આ જીવ પ્રભુથી ઉત્પન્ન થયો છે, માટે જે વસ્તુ પ્રભુજી આરોગે તેજ લેવી, પછી કોઇ વાતની ઇચ્છા રાખે નહિ. કેમકે દેહ, ઇંદ્રિય, અંતઃકરણ સર્વે સમર્પણ કરીને આત્મનિવેદની થયો છે, માટે સર્વે વસ્તુ સમર્પણ કરીને દાસ થઇને રહેવું. પછી દાસે કોઈ વાતની ફીકર ચિંતા કરવી નહિ, પ્રભુને સુખે સુખ અને પ્રભુને દુઃખે દુઃખ માનવું. વળી પોતાને કર્તા માનવો નહિ. કર્તા તો એક પ્રભુને જાણે, ત્યારે તેનું કામ થાય. માટે શ્રીહરિ વિના બીજો કોઈ કર્તા છે નહિ. આ જીવ પોતે સ્ત્રી તથા છોકરાંનો ધણી થઇને બેઠો છે, એજ મોટો દોષ છે, કેમકે સર્વેનો ધણી તો શ્રીહરિ છે, તેથી એઓને શરણે જવું. હું કર્તા નથી, એક હરિને કર્તા માનવા, એમ નિશ્ચય કરીને હરિનો આશ્રય કરવો. બીજા કોઇનો આશ્રય કરવો નહિ, તે કોની પેઠે જેમકે શ્રી આચાર્યજી મહાપ્રભુજીના સેવક શેઠ પુરુષોત્તમદાસ તથા એક વિરક્ત તેનું નામ મધુસુદનદાસ હતું, તે બે જણા એક પર્વતમાં ગયા હતા, ત્યાં એક સિદ્ધ આવીને તે વિરક્તને મણિ દેવા લાગ્યો, ત્યારે તે વિરક્તે કહ્યું કે હું મણિને શું કરૂં? મને શેર ચુન જગદીશ આપે છે. પણ આ શેઠ ગૃહસ્થ છે. જો તે મણિ લે તો તેને પૂછો. શેઠે કહ્યું કે જો

તમને શેર ચુન જગદીશ આપશે, ત્યારે દસશેર ચુન મને નહિ આપે શું ? માટે જગદીશનો આશ્રય છોડીને મણિનો આશ્રય કોણ કરે ? એ રીતે જો પ્રભુનો આશ્રય રાખે, તો કામ થાય. વળી આ જીવ ગમે તેમ વર્તતો હોય તોપણ પોતાને સુખી માનીને બેઠો છે, તે કહે છે કે આપણને તો જે મળ્યું તે ખરૂં, તે કોની પેઠે કે જેમ જુવારનો રોટલો મળે છે, ત્યારે કહે છે, જો ભાઈ મારે છે, એવું કોઇને નથી. કેમકે તેને ઘઉંના સ્વાદની ખબર નથી, માટે એમ જાણવું જે સંતોષનું મૂળ તે સુખ, અને તાપનું મૂળ તે ફલ. કેમકે પ્રભુની લીલાનો પાર નથી, તે જેમ જેમ પુષ્ટિમાર્ગમાં પ્રભુને ચાહવાનો તાપ થાય તેમ તેમ તેને વધારે પ્રાપ્તિ થાય. હવે જેને મકાઈનો રોટલો મળે છે, તે એમ જાણે છે, કે મારા જેવું સુખ કોઇને નથી, પણ તેને બાજરી તથા ઘઉંના સ્વાદની ખબર નથી, તે કોની પેઠે ? જેમ કોઈ નિર્ધન હોય તેને એક હજાર રૂપીયા મળે, ત્યારે તે એમ જાણે કે મને પ્રભુ મળ્યા. કેમકે તેને લાખ રૂપૈયાના સુખની ખબર નથી. તેમ આ જીવ ભગવાનની સેવા કરે છે, તે એમ જાણે છે કે મને પ્રભુ મળ્યા. પણ જેની સાથે પ્રભુ સાક્ષાત વાતો કરતા હોય તથા સાનુભાવ જણાવતા હોય તો તેના સુખની શી ગણત્રી થાય ? માટે આ જીવ જો આગળ આગળ ચાલે તો તેને વધુ પ્રાપ્તિ થાય. માટે એમ જાણવું જે આ

પુષ્ટિમાર્ગમાં તાપ ભાવ મુખ્ય છે, તાપ ભાવ વિના કામ થાય નહિ.

ઇતિ શ્રીમદ્ગુલાલજી મહારાજકૃત વચનામૃત દ્વાદશમું સંપૂર્ણ

---

## વચનામૃત ૧૩ મું.

હવે એક દિવસે પૂછયું કે આ જગતમાં જીવ માત્રને પ્રભુની પ્રાપ્તિ કેમ થતી નથી ? ત્યાં કહે છે કે આ જીવના કલ્યાણને અર્થે જ્યારે જ્યારે ભગવાન પ્રગટ સ્વરૂપ ધરીને અવતાર લે છે, ત્યારે આ જીવ ભગવાનને ઓળખતો નથી. કેમકે પ્રભુ પોતે કૌતકી છે. જ્યારે શ્રીરામચંદ્રજી પ્રગટ થયા ત્યારે વાંદરાની સંગાતે વાતો કરતા અને જ્યારે શ્રીકૃષ્ણાવતાર ધર્યો, ત્યારે સર્વ ગોપની સંઘાતે વાતો કરતા, કેવળ ગોપની સંઘાતે બોલતા, આવી લીલા પ્રભુ કરતા. વળી કોઈ સમયે ભગવાન દૈત્યની સંઘાતે યુદ્ધ કરતા, ત્યારે કોઇ સમે જીતતા અને કોઈ સમે હારતા, વળી શ્રીકૃષ્ણ ભગવાને ગોકુળમાં પ્રગટ થઇને ગાયો ચરાવી તથા શ્રીગોપીજનના સંગાતે વિહાર—રાસાદિક લીલા કરી તો ભગવાન જ્યારે એવી લીલા કરે છે, ત્યારે જગતના જીવ ભગવાનને કામી કહે છે, માટે એવા પ્રભુ તે કેમ ઓળખાય ? વળી જ્યારે શ્રીકૃષ્ણાવતાર ધર્યો, ત્યારે જીવ કહે છે કે ભગવાન તો ક્ષીર સાગરમાં પોઢ્યા છે, એમ જાણીને શેષશાઇ જે ભગવાન તેના જશ ગાય છે, પણ પ્રગટ પ્રભુ જે શ્રીકૃષ્ણ તેને કોઇ

ઓળખ્યાં નહિ. પ્રગટ પ્રભુને તો એક શ્રીગોપીજનેજ ઓળખ્યા. બીજા કોઇએ ઓળખ્યા નહિ. તેમ આ સમયમાં જે પ્રભુજીએ ઘેર ઘેર પ્રગટ સ્વરૂપ ધર્યું. તે જીવના કલ્યાણ સારૂં થઇને, પણ આજ કાલના જીવ એમ જાણે છે, કે આ તો એટલે સુધી છે. અને પ્રભુ તો દ્વાપરમાં કૃષ્ણ હતા, તે આજ પ્રભુના સન્મુખ શ્રીકૃષ્ણના જશ ગાય છે, તે પોતાને ભગવદ્ પ્રાપ્તિ થવા સારૂ ગાય છે. પણ વિદ્યમાન પ્રભુને પ્રભુ જાણતો હોય તો અવતારાદિકના જશ શા માટે ગાય? માટે આ જીવે પ્રગટ સ્વરૂપનો નિશ્ચય કરવો, જે આ પ્રગટ છે, તેજ પ્રભુ સાચા છે, તેમણે મારા કલ્યાણને માટે આવું સ્વરૂપ ધર્યું છે. જેમ શ્રીરામ તથા શ્રીકૃષ્ણ એ સ્વરૂપોએ પોતાના ભક્ત ઉપર કૃપા કરી; તેમ આ અવતાર ધરીને મને કૃપા કરવા પધાર્યા છે, એમ જાણીને પ્રગટ પ્રભુનું સેવા સ્મરણ કરવું અને પોતાને કર્તાપણું માનવું નહિ.

ઇતિશ્રીમદ્દુલાલજી મહારાજકૃત વચનામૃત ત્રયોદશમું સંપૂર્ણ

---

## વચનામૃત ૧૪ મું.

વળી એક દિવસે કહ્યું, કે આપણા સેવ્ય શ્રીઠાકોરજી છે, તે આનંદઘનની મૂર્તિ છે, સદા આનંદરૂપ છે, જેમ ખાંડની પુતળી નખથી શિખ સુધી સર્વે રસ લે છે, તેમ

પ્રભુનાં અંગ સર્વે રસરૂપ છે, તે રસના સમુદ્ર જે ભગવાન તેનો પાર આવે નહિ, એવા સેવ્ય શ્રીઠાકોરજી છે, અને તે પ્રભુના શ્રીઅંગમાં રસ ઉચ્છલિત થઈ રહ્યો છે, તેથી શ્રીઅંગને વિષે રસ ઠરી શકતો નથી, તે સારૂ શ્રીમહાપ્રભુજીએ સેવ્ય સ્વરૂપની આગળ પાછળ તકીયા કરીને ધર્યા છે. વળી પ્રભુ કોટાનકોટિ ભક્તમાં રમણ કરે છે, પણ તે મોહ પામતા નથી, અને આ જીવ જ્યારે રસનો અનુભવ કરે છે, ત્યારે પોતાના શરીરનું ભાન રહેતું નથી તેનું દૃષ્ટાન્ત કે:—

જેમકે કોઇએ દારૂ પીધો હોય, તે પોતાના સ્વરૂપનું ભાન જાણતો નથી, ત્યારે તે સર્વ લોકોને ગાળો દે છે. કેમકે તેણે કેફ પીધાથી શરીરનું ભાન રહ્યું નથી, તેથી જ્યારે કેફ ઉતરશે, ત્યારે તે લોકાને કહેશે કે કે મેં તમને સમજ્યા વિના ગાળો દીધી હશે, માટે તે મારો અપરાધ ક્ષમા કરજો. પણ પ્રભુ તો રસના સમુદ્ર છે, અને કોટિકોટિ ભક્તની સાથે વિહાર કરે છે, તો પણ આપને મોહ થતા નથી, પોતે તો તેવાને તેવાજ છે. એવા પ્રભુને શ્રીમહાપ્રભુજીએ જીવને માથે પધરાવી આપ્યા છે. એવા રસના સમુદ્ર જે ભગવાન તેના એક રોમમાંથી કોટિ કોટિ બ્રહ્માંડ પ્રગટ થયાં છે, તો તેના સ્વરૂપનું શું કહેવું, માટે એવા સ્વરૂપની સેવા કરવી. સેવા વિના પ્રભુ પ્રસન્ન થતા નથી. માટે તાપ ભાવ સહિત પ્રભુની સેવા કરવી, પ્રભુ તો સદા આનંદ નિધાન છે, મોટામાં મોટા

છે. સર્વના હૃદયમાં બિરાજમાન છે, સર્વના અંતર્યામી છે, પ્રભુ રસમય છે. " રસો વૈ સઃ " એવા છે માટે તેમને કંઇ ખબર નથી એમ ન સમજવું. આ જીવ જે કર્મ કરે છે, છે, તે પ્રભુ જાણે છે. કેમકે પ્રભુ તો સર્વના સાક્ષી રૂપ છે. વળી સર્વ રૂપ મટીને એકલા થઇને રહે છે, અને એકલા-માંથી સર્વ રૂપ થાય છે, એવા સમર્થ એ પ્રભુ છે.

વળી ત્યાં પૂછયું કે મહારાજ ? એટલી બધી સર્વત્ર હરિની ભાવના શા માટે કરવી પડી ? જે આ સ્વરૂપ તો સેવ્ય ભગવદ્દરૂપ છે. ત્યારે કહ્યું જે આ જીવ મંદ ભાગી છે, તેથી પ્રભુની ભાવના કેવી રીતે કરી શકે માટે જ્યાં સુધી પ્રભુનું સ્વરૂપ જાણ્યું નથી, ત્યાં સુધી પ્રભુની ભાવના કરવી, અને પ્રભુનું સ્વરૂપ જાણ્યા પછી સેવા કરવી. સ્વરૂપ જાણ્યા વિના સેવા કરવી નહિ.

ઇતિ શ્રીમદ્ગુલાલજી મહારાજકૃત વચનામૃત ચતુર્દશમુ સંપૂર્ણ

---

## વચનામૃત ૧૫ મું.

એક દિવસે પૂછયું કે મહારાજ અમને ભગવદીયનાં લક્ષણ કહો. ત્યારે કહે છે કે ભગવદીય તો તેને કેહેવા કે જેણે પોતાનો સ્વાર્થ જીત્યો છે, અને જેને સ્વાર્થ રહ્યો છે, તે સંસારી જાણવા. તે ઉપર દષ્ટાંતઃ—

જેમકે દધિચિ ઋષિ પાસે દેવતાઓએ આવીને તેમના શરીરનું અસ્થિ માગ્યું, ત્યારે દધિચિ ઋષિએ દેહનો ત્યાગ કરી પોતાના શરીરનું હાડકું દેવતાઓને આપ્યું. અને પોતે શરીરનો ત્યાગ કર્યો. જેણે જીવવાની પણ આશા રાખી નહિ, માટે તેનું નામ ભગવદીય. તે દેવતા પોતાના સ્વાર્થને લીધે માગવા આવ્યા, તેને સંસારી જાણવા. કેમકે વૃત્રાસુરને મારવા સારૂ તથા તુચ્છ પદાર્થ એવું જે સ્વર્ગનું રાજ્ય તે ભોગવવાને અર્થે દેવતાઓએ દધિચિ ઋષિ પાસે શરીરનું અસ્થિ માગ્યું હતું, એ રીતે ભગવદીય પાસે માગ્યું, તો આપ્યું, માટે ભગવદીય પાસે પ્રાણ માગે તો પ્રાણની પણ ના પાડે નહિ તેનું નામ ભગવદીય. કેમકે પ્રાણની પછવાડે સર્વ પદાર્થો રહ્યા છે.
ઇતિ શ્રીમદ્દુલાલજી મહારાજકૃત વચનામૃત પંચદશમું સંપૂર્ણ.

---

## વચનામૃત ૧૬ મું.

વળી એક દિવસે કહ્યું કે આ જીવ પોતાને કર્તા માને છે, તેથી તે બંધન પામે છે, માટે તેનું નામ અવિદ્યા કહીએ. માટે જ્યારે હરિ કર્તા માને ત્યારે બંધન થાય નહિ માટે ભગવદ્ ઇચ્છાએ જે પ્રાપ્ત થાય, તેમાં નિર્વાહ કરવો, તથા ભગવદ ભજન કરવું. ત્યારે ત્યાં પૂછયું કે ભક્તિ તે શું? ત્યારે ત્યાં કહે છે કે શ્રીઠાકોરજી ઉપર પ્રીતિ ઉપજે, તથા સ્નેહ ઉપજે, અને આ જગત ઉપર વૈરાગ્ય ઉપજે તેનું નામ

ભક્તિ અને સર્વ વાતમાં ભગવદ્ ઇચ્છા માને. જો ગમે એટલું કષ્ટ આવી પડે તોપણ શ્રીઠાકોરજીની સેવામાંથી મન ચલાયમાન થાય નહિ. પાશેર નવટાંક જે મળે તેમાં નિર્વાહ કરે અને પ્રભુની સેવા છોડે નહિ. વળી બીજા કોઇની પાસે સેવા કરાવે નહિ તે સેવાનું સ્વરૂપ કેવું છે તે ઉપર દૃષ્ટાંતઃ- કે જેમ શ્રીગિરિધરલાલજીને લીલામાં પધારવાની ઇચ્છા થઇ, તે સમયે નેત્રમાં જલ આવી ગયાં, ત્યારે શ્રીહારરાયજીએ પૂછ્યું કે મહારાજ કેમ છે? ત્યારે શ્રીગિરિધરલાલજીએ કહ્યું કે મારાથી શ્રીદ્વારકાંનાથજીની જલની સેવા તથા ચુનની સેવા થઈ નથી, કેમકે એ સેવા તો વલ્લભકુલમાં બને નહિ, એ તો વૈષ્ણવને ઘેર જન્મ હોય તો બને. માટે મારો જીવ સેવામાં રહ્યો છે. એ રીતે શ્રી ગિરિધરલાલજીએ કહ્યું. માટે એવું સેવાનું સ્વરૂપ જાણીને બીજા કોઇની પાસે સેવા કરાવે નહિ. એ રીતે દિનપ્રતિદિન સેવામાં ભાવ વધતો જાય તેનું નામ સેવા જાણવી.

ઇતિ શ્રીમદ્દુલાલજી મહારાજકૃત વચનામૃત ષટદશમું સંપૂર્ણ.

---

## વચનામૃત ૧૭ મું.

વળી એક દિવસે પૂછ્યું, કે તામસ ભક્તિ તે શું? ત્યાં કહે છે કે જીવ આખો દિવસ ક્રોધમાં ફર્યા કરે, કોઈનું બોલ્યું ગમે નહિ, કરે થોડું ને કહે ઘણું, તથા કોઈની

મોટાંઈ સાંખી શકે નહિ તેનું નામ તામસ ભક્તિ. હવે કહે છે કે જ્યાં સુધી નવધા પ્રકારની ભક્તિ હોય ત્યાં સુધી પ્રભુની પ્રાપ્તી થાય નહી અને જ્યારે દશમી ભક્તિ પ્રાપ્ત થાય ત્યારે તેને ભગવત્પ્રાપ્તી થાય. હવે તં ભક્તિનું સ્વરૂપ કહે છે. અહર્નિશ ભગવાનના ચરણારવદિંમાં સ્નેહ રહે, નિમિષ માત્ર પણ મન ચલાયમાન થાય નહી ને શ્રીઠાકોરજીની સેવા કરે તે એમ જાણે જે હું કરતો નથી અને સેવાના ફલની ઇચ્છા રાખે નહી માટે જો પોતાને કર્તા માને તો કામના રહે પણ એ તો અકર્તા છે તેથી એમ જાણે છે તો તેવાને ભગવલ્લીલાની પ્રાપ્તી થાય. માટે એમ સમજવું કે જેને કોઈ પદાર્થની ઇચ્છા હોય તેના ઉપર પ્રભુ ખીજે છે પ્રભુ એમ જાણે છે કે જે જીવે મારૂં સ્વરૂપ જાણ્યું નહી નહી માટે એ ખોટો છે અને જે ભગવદીય છે તે તો એમ જાણે છે કે અહો! પ્રભુજી મને તો જન્મોજન્મ સેવા કરાવજો, પણ તેને બીજી કંઈ વાસના ઉપજે નહી તેને તો એક શ્રીઠાકોરજીમાં પ્રીતિ છે તેથી તેને બીજું કંઈ ગમતું નથી. વળી ભગવદીય એમ જાણે છે કે પ્રાણી માત્રના હૃદયમાં ભગવદ્ બીરાજે છે એમ જાણીને સર્વે પ્રાણી માત્રમાં દયા રાખે છે. વળી જીવ માત્રમાં કોઇને મોટો જાણે નહી, મોટા તો એક શ્રીઠાકોરજીને જાણે. પોતાને સર્વનાથી હલકો જાણે. તેને સર્વોપર ભગવદીય કહીયે

વળી ભગવદીય કેવા છે કે શ્રીશુકદેવજી જેવા કે જેમને ભગવાનના યશ પ્રિય છે. માટે જે કોઇ પ્રભુના યશ ગાય

છે તેનેજ પ્રભુ ઘણા પ્રિય લાગે છે તેને પ્રાણથી પણ પ્રિય લાગે છે. માટે પ્રભુના યશ ઉપર ભાવ રાખવો. તેથી કરીને સારસ્વત કલ્પના જે શ્રીઠાકોરજી શ્રીપૂર્ણપુરુષોત્તમ તેમની પ્રાપ્તિ થાય. પછી પ્રભુજી ભક્તને પોતાના જેવો કરે, પોતાનો મિત્ર કરીને પોતાનો વૈભવ આપે, તથા અષ્ટસિદ્ધિ આપે. પણ જે ભગવદી છે તે તો કશું લેતા નથી તે તો ભગવાનની સેવા તથા ભજનનું પુરૂષાર્થ માને છે એમ જાણીને સેવા ભજન શ્રદ્ધાપૂર્વક કરવું અને બીજા કોઇનો આશ્રય કરવો નહી, ભગવદ્ ઇચ્છાએ જે મળે તેમાં નિર્વાહ કરવો, વળી કોઇનો દોષ જોવો નહી સંતોષ રાખવો અને સેવા ભજનમાં પોતાને કર્તા માનવું નહી અને વળી હાથ જોડીને એમ કહેવું કે હે પ્રભુ! હું તો મહા નીચ છું, પાપીમાં પાપી છું, પણ હું આપની શરણ છું હવે જેમ આપની ઈચ્છા આવે તેમ કરો. મારી કૃતિ સામે જોશો નહી એમ મન, વચન, અને કર્મ વડે આધીન થઇ રહેવું એવો ભાવ રાખવો. ત્યારે પ્રભુને દયા આવે ત્યારે આ જીવનું કામ થાય. કેમ જે પ્રભુ તો દયાનિધાન છે. તેથી દીનભગવદીય પ્રભુને બહુ પ્રિય લાગે છે.

ઇતિ શ્રીમદ્ લાલજી મહારાજકૃત વચનામૃત સત્તરમો સંપૂર્ણ.

---

## વચનામૃત ૧૮ મું.

વળી એક દિવસે કહ્યું કે જીવ સેવા ભજન કરશે, પણ મન લૌકિકમાં રાખશે, તો તેથી લોક રીઝશે પણ પ્રભુ નહિ

રીઝે, માટે જો પ્રભુને પ્રસન્ન કરવા હોય તો લૌકિક કામના છોડીને સેવા કરે, તો પ્રભુ પ્રસન્ન થાય. તથા એક પ્રભુનોજ આશ્રય કરવો, તેથી પ્રભુ પ્રસન્ન થાય. એ રીતે ભક્તિમાર્ગ તો અતિ દુર્લભ છે. ભક્તિ કોને કહેવી ? તો કહે છે કે ગજેંદ્રને શુંડથી છોડાવ્યો, તે કંઈ ભક્તિ નહિ. વળી દ્રૌપદીનાં ચીર પૂર્યાં તે પણ ભક્તિ નહિ. અર્જુનના સારથિ થઇને રથ હાંકયો, તે પણ ભક્તિ નહિ. શ્રીજશોદાજીએ દામણે બાંધ્યા અને ભાગ્યા ને મૃતિકા ખાઇને ચૌદ બ્રહ્માંડ દેખાડયાં, તે પણ ભકિત નહિ, વળી જ્યારે ઇંદ્રકોપ થયો, ત્યારે ગોપગોપીઓએ કહ્યું કે અમારી રક્ષા કરો, ત્યારે શ્રીઠાકોરજીએ ગિરિરાજ ધારણ કરીને સર્વેની રક્ષા કરી, તે પણ ભક્તિ નહિ વળી શ્રીયમુનાજીએ શ્રીઠાકોરજીના ચરણસ્પર્શ કરવાનો મનોરથ કર્યો, તેથી જળ ઉંચાં ચડયાં, ત્યારે શ્રીવસુદેવજીને ડર લાગ્યો. ત્યારે શ્રીઠાકોરજીએ ચરણસ્પર્શ કરાવ્યાં ત્યારે શ્રીયમુનાજીએ માર્ગ દીધો તે પણ ભક્તિ નહી. વળી અંતર્ધાન લીલામાં ગોપીજનો વિપ્રયોગમાં વનવનમાં ડોલ્યાં તે પણ ભક્તિ નહિ. માટે જ્યાં સુધી નિરુપાધિ પ્રીતિ ઉપજે નહિ ત્યાં સુધી ભક્તિ જાણવી નહિ. ત્યાં પૂછયું કે મહારાજ ભક્તિનું સ્વરૂપ કેવું છે તે કહો. ત્યાં કહે છે કે આ દેહની અહંતા મમતા છુટે, તથા હું ને મારૂં મટે, ત્યાર પછી નિરુપાધિ પ્રીતિ ઉપજે, તથા ભક્તિ કરે, જેમાં કશી વાતની કામના છે નહિ. એક પ્રભુના ચરણારવિંદની કામના રાખે, પોતાને અર્થે કંઇ પણ મનોરથ કરે નહિ; અહર્નિશ

ભગવત્સેવા, ભગવદ્ભજન કર્યા કરે, પોતાના ઉદ્ધારની કામના રાખે નહિ, કેવળ પ્રભુનુંજ સુખ વિચારે. દેહ ધર્યાનું કાર્ય તો એક સેવાજ છે એમ માને, બીજી કોઇ વાત હૃદયમાં આવે નહિ, સર્વે વાસના રહિત સેવા કરે, ત્યારે પ્રભુ પ્રસન્ન થાય એવું ભક્તિનું સ્વરૂપ છે.

**ઇતિ શ્રીમદ્ગુલાલજી મહારાજકૃત વચનામૃત અષ્ટાદશમું સંપૂર્ણ.**

---

## વચનામૃત ૧૯ મું.

હવે એક દિવસ દિક્ષિતે પૂછ્યું, કે મહારાજ આ જીવ સેવા કરે છે, સ્મરણ કરે છે, પણ તેને હું ને મારૂં મટતું નથી, ત્યારે તેને ભગવત્પ્રાપ્તિ કયાંથી થાશે? ત્યાં કહે છે કે જે કોઇ શ્રીઠાકોરજીનું સ્વરૂપ જાણીને સેવા કરશે, તેને પ્રાપ્તિ થાશે. વળી આ પુષ્ટિમાર્ગને વિષે તાપ ભાવ મુખ્ય છે તે તાપભાવ કોને કહેવો તે ઉપર દૃષ્ટાંત:—

જેમકે કોઈ સ્રીનો પતિ પરદેશમાં ગયો હોય, તો તેની સ્રી ઘણો વિરહતાપ કરે છે, કે હવે મારો પતિ ક્યારે આવશે? એમ કરતાં કરતાં કેટલાક દિવસમાં તેનો પતિ ઘેર આવ્યો, પણ પોતાની સ્રી સાથે કંઇ બોલે નહિ, ત્યારે તે સ્રી કહે છે કે, મારા પતિ ગામ ગયા હતા; ત્યારે તો શું કરીએ? પણ હવે આવ્યા છે. તો પણ મારી સાથે બોલતા નથી. તે બોલ્યા વિના કેમ રહેવાય? હું દુઃખ કોને કહું? માટે આ જીવ્યાથી તો મરવું ભલું. આ મારા

અંતરના દુઃખની વાત કોને કહું ? મને તો ખાવું પીવું કંઈ ભાવતું નથી, મારા પતિ હાથ આવ્યા, પણ મેં બોલાવ્યા નહિ. એમ કહે છે, ત્યારે તેની સાથણ કહે છે, કે બાઇ, તારો પતિ તારી સાથે બોલતો નથી, તેની અમને શી ખબર પડે ? હું જાણું છું કે એ જીવ્યાથી તો મુવાં ભલાં. એ રીતે એ લૌકિક ધણી ઉપર એવો ભાવ રાખે છે, પણ આ ધણી તો ચૌદલોકનો નાથ છે, ને જન્મ જન્મનો પતિ છે, વળી તે પ્રભુ કેવા છે કે જેના એક રોમમાંથી કોટિ કોટિ બ્રહ્માંડ ઉત્પન્ન થયાં છે. તો એવા ધણી જ્યારે આપણી સાથે બોલે નહિ, ચાલે નહિ. તો તેમના તરફનો તાપ કોઇ જીવને થતો નથી એ વાત બહુ ખોટી છે. માટે તાપ ભાવ સર્વથા જોઈએ. આં માર્ગમાં તો તાપ ભાવ મુખ્ય છે, માટે જેના ઉપર શ્રીમહાપ્રભુજી પ્રસન્ન થાય છે, તેને તાપ ભાવનું દાન કરે છે.

ઇતિ શ્રીમદ્‌લાલજી મહારાજકૃત વચનામૃત
એકોનવિંશતિતમું સંપૂર્ણ.

---

## વચનામૃત ૨૦ મું.

હવે એક દિવસે પૂછ્યું કે મહારાજ પુષ્ટિમાર્ગના શ્રીઠાકોરજીનું સ્વરૂપ કહો. અને મર્યાદામાર્ગના શ્રીઠાકોર-જીનું સ્વરૂપ કહો. પુષ્ટિમાર્ગના શ્રીઠાકોરજી કેવા છે, કે જેમ કોઇ પોતાના છોકરાને ઘરમાં રમાડે છે, અને મુખનું મન

કરે છે, અને અતિદીનતાએ કરીને બોલે છે, અને જેમ ઘેલો થઇ જાય તેમ છોકરાની સાથે બોલે છે. ત્યારે તેને પોતાના શરીરનું ભાન રહેતું નથી, તો એવા ભાવે કરીને પુષ્ટિમાર્ગના શ્રીઠાકોરજીનું સ્વરૂપ જાણવું.

હવે મર્યાદા માર્ગના શ્રીઠાકોરજીનું સ્વરૂપ કહે છે, કે તેજ પુરુષ જયારે રાજાની પ્રભામાં જાય છે, ત્યારે પોતાના છોકરાને ખીજે છે, કે તમે અહિં કેમ આવ્યા ? એમ બોલે છે, તેનું કારણ કે ત્યાં તેને મર્યાદા આવે છે, માટે એ રીતે મર્યાદા માર્ગના શ્રીઠાકોરજીનું સ્વરૂપ જાણવું.
ઇતિ શ્રીમદ્દુલાલજી મહારાજકૃત વચનામૃત વિંશતિતમું સંપૂર્ણ.

---

## વચનામૃત ૨૧ મું.

વળી એક દિવસે કહ્યું કે શ્રીઠાકોરજીને અન્ય દેવનું ભજન ગમતું નથી. તથા વૈષ્ણવનો દ્રોહ ગમતો નથી, ત્યાં પૂછયું કે અન્યનું ભજન તે શું ? ત્યાં કહે છે કે શ્રીઠાકોરજી વિના કોઇનો આશ્રય કરવો નહિ, કેમકે અન્યાશ્રય પ્રભુને સર્વથા ગમતો નથી. ત્યાં વળી રામજીએ પૂછયું, કે મહારાજ તમે કહો છો કે અન્યાશ્રય તથા વૈષ્ણવનો દ્રોહ ન કરવો પણ હે મહારાજ ! પ્રભુ વિના કોઇને જાણતો નથી, તે અન્યાશ્રય કેમ કરે તે કહો ? અને વૈષ્ણવનો દ્રોહ તે શું ? ત્યાં કહે છે કે કૃષ્ણ વિના બીજું કંઈ જોવું તેજ અન્યાશ્રય. માટે તે અન્યાશ્રય ન કરવો, તથા વૈષ્ણવનો દ્રોહ

પણ ન કરવો. વળી ત્યાં કહ્યું કે પ્રભુ કોણે જોયા છે ? તો કહે કે શિવજી, બ્રહ્માજી, નારદજી, સનકાદિક, ભરતજી, શુકદેવજી, એ સર્વે મોટા છે, પણ સર્વોત્તમ પ્રભુને જાણતા નથી, તો બીજાની શી વાત કહીયે ? સનકાદિક કોઇ સમય સમાધિમાં બેસે છે, ત્યારે ઘડી બે ઘડી સર્વાત્મભાવે કરીને પ્રભુને દેખે છે, બીજા કોઈ જાણુતા નથી. ઘણું તો શું કહીયે પણ સર્વાત્મભાવ થવો બહુ કઠણ છે, અને પ્રેમજીએ એટલી સેવા શ્રીનાથજીની કરી પણ વલ્લભકુળની કાની તેણે રાખી નાહ.

ઇતિ શ્રીમદ્ગુલાલજી મહારાજકૃત વચનામૃત એકવિંશતિતમું સંપૂર્ણ.

---

## વચનામૃત ૨૨ મું.

વળી એક દિવસે કહ્યું, કે રાઇ જેટલી સેવાનું ફલ મેરુ સમાન પ્રભુ માને છે, પણ રાઈ જેટલી સેવા તે શું ? તે આપણે જાણુતા નથી, તે તો સર્વ પ્રભુને હાથ છે, પ્રભુ રાઇનો મેરુ કરે તો થાય, અને મેરુનો રાઈ કરે તો થાય, એવા સમર્થ પ્રભુજી છે. માટે પ્રભુનીજ સેવા કરવી, તો પ્રભુ પ્રસન્ન થાય, માટે જે રીતે પ્રભુ પ્રસન્ન થાય, તે કરવું. હવે એક દિવસે નારદજીએ બ્રહ્માજીને કહ્યું કે મહા- રાજ. તમે તો પ્રભુ છો. ત્યારે બ્રહ્માજીએ કહ્યું કે પ્રભુ તો બીજા છે, ત્યારે નારદજીએ પૂછ્યું કે બીજા પ્રભુ તે કયા ? તો બ્રહ્માજી કહે છે:–પ્રથમ તો એક અંડ થયું, તેમાંથી એક

વૈરાટ થયું, અને વૈરાટ તેજ રૂપ ભગવાન છે, અને તેના નાભિકમલમાંથી હું થયો છું વળી તે પ્રભુ સાક્ષી થઈને જોવાવાળા છે, તે વૈરાટમાંથી આ જગત પ્રગટ થયું છે. આ જગતને પ્રભુ જેમ નચાવે તેમ નાચે છે, સર્વના કર્તા તો પોતે છે, અને તે પ્રભુને પાપ તથા પૂન્ય કંઈ લાગતું નથી. જેમ કે ચૌદલોકમાં આકાશ જેમ વ્યાપક છે, તેમ ભગવાન પણ સર્વ વ્યાપક છે, તેથી તેનું અજવાળું સર્વ ઠેકાણે થઈ રહ્યું છે. જેમકે સવારે સૂર્ય ઉગશે, ત્યારે સહુ કોઈ દેખશે, ને સૂર્ય ઉગ્યા પછી જેને જેવાં કર્મ કરવાં હોય તે તેવાં કર્મ કરે છે, તેમાં કોઇ પાપ કરે છે, કોઇ પૂન્ય કરે છે, તે પાપ ને પૂન્ય સૂર્યના પ્રકાશથી થાય છે, પણ તે સૂર્યને લાગતું નથી. તેમ પ્રભુને પણ કંઈ પાપ ને પુન્ય લાગતું નથી, માટે જે જેવાં કર્મ કરશે, તે તેવાં કર્મ ભોગવશે જે પુન્ય કરશે, તે સારૂં પામશે, ને પાપ કરશે, તે નરસુ પામશે, પણ પ્રભુને તો કંઇ લાગતું નથી. ત્યાં પૂછયું કે આ જગતમાં કયા પ્રભુની સેવા કરવી, તથા કોનું સ્મરણ કરવું ? ત્યાં કહે છે કે ભજવાના તો પ્રભુ ન્યારા છે, તે તો સર્વોપર છે, વળી તે પ્રભુ કોઈના હાથમાં આવે એમ નથી. જીવ કોટનકોટિ સાધન કરે, તો પણ તેનો પાર પામતો નથી. ત્યાં વળી પૂછયું કે એવા પ્રભુની પ્રાપ્તિ કેમ થાય ? ત્યાં કહે છે અહનિંશ એ સ્વરૂપમાં વિકલ રહે, તે કેવી રીતે કે પ્રભુના વિરહમાં પોતાનું અનુસંધાન રહેતું

નથી. એમ સદાકાળ તાપયુક્ત રહે તો પ્રભુને દયા આવે; પણ જ્યાં સુધી એવો ભાવ આવે નહિ, ત્યાં સુધી પ્રભુ પ્રસન્ન થાય નહિ. વળી આ જીવ એમ જાણે કે, હું કથા સાંભળીને જ્ઞાની થઇને પ્રભુને પ્રસન્ન કરૂં, પણ એ રીતે પ્રભુની પ્રાપ્તિ થાય નહિ. ત્યાં વળી પૂછયું કે પ્રભુ કેવા જીવ ઉપર પ્રસન્ન થાય છે ? ત્યાં કહે છે કે જે જીવ એમ જાણે કે હું તો મૂર્ખ છું, એવું સમજીને અણુસમજુ થઇને રહે, અને મનમાં વિરહ ભાવના રાખે કે પ્રભુજી મને ક્યારે મળશે ? હું તો કંઇ સમજતો નથી, હું કાંઇ પ્રભુને જાણતો નથી, અને જે મોટા ભાગ્યવંતીય છે, તેને તો પ્રભુ મળ્યા છે, પણ મારે પ્રભુ મળવાની શી આશા ? એ રીતે દીન થઇને નિરાશ થાય, તથા નિરંતર વિરહભાવના કરે, ત્યારે એવા દીન જીવ ઉપર પ્રભુ કૃપા કરે, માટે જ્યારે પ્રભુને દયા આવે ત્યારે કામ થાય.

ઇતિ શ્રીમદ્દુલાલજી મહારાજકૃત વચનામૃત બાવીસમું સંપૂર્ણ.

## વચનામૃત ૨૩ મું.

વળી એક દિવસે કહ્યું કે આ પ્રાણીમાત્રમાં ભગવાનનું તેજ રહ્યું છે, તે કેવી રીતે ? કે જલમાંથી જીવ થાય છે, પૃથ્વીમાંથી જીવ થાય છે, આકાશમાથી જીવ થાય છે, સ્ત્રીઓમાંથી જીવ થાય છે, એમ કીડીથી બ્રહ્મા પર્યંતની ઉત્પત્તિ જાણવી. વળી જેમ સૂર્યના ઉગવાથી પ્રકાશ થાય

છે, તેમ પ્રભુ પોતા પાસે પણ છે, ને જગતમાં પણ છે. સૂર્યનું તો એક દ્રષ્ટાંત છે. હવે આ સર્વ જગત પ્રભુના વૈરાટમાંથી ઉત્પન્ન થયું છે, તે પ્રભુની ઇચ્છામાં આવે ત્યારે ત્યાં સુધી રાખે, અને ઇચ્છામાં આવે ત્યારે પ્રલય કરે. એ સર્વ પ્રભુનો વિલાસ છે, જે સંસારી જીવ છે, તેને તો સંસારજ ફલ છે, પણ તેમાં જે સુકૃત્ય કરે, તે પિતૃલોકને પામે છે, વળી તે કરતાં સારા યજ્ઞાદિક કરે તો તે દેવ-લોકને પામે, હવે જે મર્યાદા માર્ગના જીવ છે, તે પોતાના દેહને કષ્ટ આપે છે. અને આત્માનું સુખ વિચારે છે, પણ જે પુષ્ટિમાર્ગીય જીવ છે, તે તો કેવળ પ્રભુનુંજ સુખ વિચારે છે. પોતાની દેહ તથા આત્માનું સુખ વિચારતા નથી, એમ જાણીને પુષ્ટિમાર્ગીને સદા વિરહતાપ કરવો. તે વિરહ કરતાં કરતાં પોતાની દેહ સૂકાઇ જાય, જેમ મર્યાદા-માર્ગીનો દેહસાધન કરતાં કરતાં સૂકાઈ જાય તેમ પુષ્ટિ-માર્ગીનો દેહ વિરહ કરતાં કરતા સૂકાઈ જાય પણ પ્રભુ ઉપરનો સ્નેહ એવો, ને એવો રહે, તેનું નામ પુષ્ટિમાર્ગીનો ભગવદીય જાણવા.

ઇતિ શ્રીમદ્ગુલાલજી મહારાજકૃત વચનામૃત ત્રેવીસમું સંપૂર્ણ.

---

## વચનામૃત ૨૪ સું.

વળી એક દિવસે કહ્યું કે, પોતાના જે સેવ્ય સ્વરૂપ તે શ્રીઠાકોરજીનું સ્વરૂપ કેવું છે, તે સ્વરૂપને વિષે પ્રતિમાની ભાવના કરવી, તે કેવી રીતે કે જ્યારે શ્રીઠાકોરજી અનોસર

થાય, ત્યારે સેવા તથા ચરણસ્પર્શની ભાવના કરવી, તેનું નામ આતમાની ભાવના જાણવી. પણ જેને સ્વરૂપને વિષે કંઈ ચિંતવન્ રહે નહિ, તે પ્રતિમાનો ભાવ નહિ. પ્રતિમાના ભાવનો સાક્ષી કોને જાણવો ? ત્યાં કહે છે કે તેનું મન છે, તેજ સાક્ષી છે. માટે જે પોતાના મનને નિશ્ચય કરશે, તે પ્રતિમાનો ભાવ જાણશે, માટે જે કોઇ શ્રીઠાકોરજીને રસ-મય જાણીને સેવા કરશે, તેનું કામ, થશે, માટે પ્રભુ ઉપર સ્નેહ રાખવો. વળી પ્રભુના જશ ગાવા, જે કોઇ પ્રભુના જશ ગાય છે, તેને આનંદ આવે છે. પછી તે જીવ ધર્મ સહિત પ્રભુના જશ ગાતાં ગાતાં વિરહ કરીને પછી રુદન કરે છે, પછી તે જીવ ધર્મ છોડીને ધર્મી જે ભગવાન તેને પામે છે. વળી આ જીવ કથા સાંભળતાં આનંદ પામે છે, તે ધર્મ સહિત કથા સાંભળતાં સાંભળતાં, પછી વિરહતાપ કરીને રુદન કરે, વળી આ જીવ સેવા કરીને આનંદ પામે છે, તે ધર્મ સહિત સેવા કરતાં કરતાં વિરહતાપ કરીને રુદન કરે છે, તે એમ જાણે કે મને પ્રભુ ક્યારે મળે ? અને પ્રભુ ક્યારે કૃપા કરે ? ત્યારે તે જીવ ધર્મી જે ભગ-વાન તેને પામે. ત્યાં વળી પૂછ્યું કે ધર્મ તે શું, અને ધર્મી તે શું ? ત્યાં કહે છે કે ધર્મી તે પુરુષોત્તમ અને ધર્મ તે તેને રહેવાનું મંદિર છે; તે જાણવું.

ઇતિશ્રીમદ્દુલાલજી મહારાજકૃત વચનામૃત ચોવીસમું સંપૂર્ણ.

## વચનામૃત ૨૫ મું.

પળી એક દિવસે કહ્યું, કે આ જગતને મૂકો ને દિવ્ય દૃષ્ટિથી ભગવાનને જુવો કેમકે પ્રભુને કપટભાવ ગમતો નથી, ત્યાં કહ્યું કે કપટ તે શું ? ત્યાં કહે છે કે આ સર્વે વસ્તુ પ્રભુની ઉપજાવેલી છે, પણ તેનો માલીક આ જીવ થઇને બેઠો છે, તેથી કરીને પ્રભુ પ્રસન્ન થતા નથી, તું વિચાર કર કે જ્યારે તું આવ્યો હતો. ત્યારે એકલોજ આવ્યો હતો, અને જઇશ, ત્યારે પણ એકલોજ જઇશ, તારી સાથે કોઈ પણ આવશે નહિ, તો પછી તારો કોણ ધણી થશે ? માટે તેં જે પોતાનું માન્યું છે, તે સર્વે ભગવાનને અર્પણ કરે તો પ્રભુ પ્રસન્ન થશે, કેમકે આપણો આત્મા ભગવાનને સોંપીએ, ને જે પદાર્થ આપણી પાસે હોય તે સોંપીએ ત્યારે કામ થાય. વળી સ્વભાવ પણ શીલ રાખીએ તો પ્રભુજીને ગમે, માટે જો આત્મા સોંપીએ ને આત્મ સંબંધી વસ્તુ ન સોંપીએ, તો પ્રભુજીને ગમે નહિ, કેમકે એક સુજાતીથી બને નહિ તે બે સુજાતીથી બને. એમ જાણીને પ્રભુથી કપટ રાખવું નહિ. કેમકે પ્રભુને કપટભાવ ગમતો નથી. પ્રભુને તો શુદ્ધભાવ ગમે છે, બોલવું સાચું ને આચરવું ખોટું તેથી કંઈ પ્રભુ પ્રસન્ન થતા નથી.

ઇતિ શ્રીમદ્‌લાલજી મહારાજકૃત વચનામૃત પંચવીસમું સંપૂર્ણ.

---

## વચનામૃત ૨૬ મું.

વળી એક દિવસે કહ્યું, કે આ જગત્માત્ર પ્રભુની લીલા છે, માટે આ જગત પ્રભુની લીલા જાણે તેનું નામ ભગવદીય. માટે મોટા ભગવદીય છે, તે તો આ જગત્ પ્રભુની લીલા માને છે. શ્રીશુકદેવજી તથા નારદજી આદિ લઈને જગત્ની લીલા જુવે છે, તેઓ તો સર્વે આ જગતમાં ભગવાનને જુવે છે. શ્રીભગવાને રાસાદિક લીલા કરી તેને ભગવદીયે તો ભગવાનની લીલા જાણી પણ શીશુપાલાદિક જે અસુર હતા, તેણે કહ્યું કે કૃષ્ણ તો કામી છે, અને ભગવદીય ભગવાનની લીલા ગાય છે, અને આપણને તો લૌકિક દૃષ્ટિથી વિપરીત લાગે છે પણ પ્રભુની તો સર્વે લીલા છે, તે કોની પેઠે તેનું દૃષ્ટાંતઃ—જે લોકકમાં કોઇનો વિવાહ થાય છે, ત્યારે વેવાઇને ફટાણામાં ગાળો દે છે. હાંસી, મશ્કરી કરે છે, તે સર્વ મીઠી લાગે છે. પણ તે કંઇ ગાળો મીઠી નથી લાગતી, તેનો સ્નેહ મીઠો લાગે છે. પણ જો કોઇ દ્વેષથી ગાળો દે તો, ક્રોધ ઉપજે છે, તેમ પ્રભુની તો સર્વે લીલા છે, પણ તે લીલામાં જે સ્નેહ રાખે તેનું નામ ભગ. વદીય. અને જેને દ્વેષ આવે છે, તેને આસુરી જાણવા. પણ પ્રભુની તો એ બેઉ લીલા છે, એમ જાણે ત્યારે પ્રભુજી પ્રસન્ન થાય.

ઇતિ શ્રીમદ્ગુલાલજી મહારાજકૃત વચનામૃત છવીસમું સંપૂર્ણ.

---

## વચનામૃત ૨૭ મું.

વળી એક દિવસે કહ્યું, કે જ્યારે બળદેવજીને ભગવાને રાસ રમાડયા, ત્યારે ત્યાં દૈત્ય આવ્યો. તે ભક્તને હરી ગયો, તે ભગવાને જાણ્યું તેથી દૈત્ય પાસેથી ભક્તને મૂકાવ્યા અને દૈત્યને માર્યો. હવે જે ભક્તને દૈત્ય હરી ગયો, તેનું કારણ એ છે જે તે ભક્તનો ભાવ અનન્ય હતો, તેથી તેને દૈત્ય હરી ગયો. માટે ભગવદીયને અનન્ય ભાવ રાખવો. વળી કહ્યું કે શ્રીકૃષ્ણ જે પૂર્ણપુરુષોત્તમ છે, તેની પ્રાપ્તિ શ્રીમહાપ્રભુજીની કૃપાથી થાય છે, શ્રીભગવાનના બીજા અવતાર તો ઘણા થયા છે. જેટલા ભગવાનના મસ્તકના કેશ છે, તેટલા ભગવાનના અવતાર છે, પણ તે કોઇથી ભગવત પ્રાપ્તિ થાય નહિ.

વળી પૂછ્યું કે મહારાજ મહાભારતમાં જેને ભગવાને માર્યા, તેને વૈકુંઠની પ્રાપ્તિ થઈ તે તો ઠીક જ થઈ, પણ કેટલાકને અર્જુને માર્યા છે; અને કેટલાકને ભીમે માર્યા છે, અને કેટલાકને બલદેવજીએ માર્યા છે, પણ તે સર્વેને પોતાના લોકની પ્રાપ્તિ થઇ. સર્વેને વૈકુંઠ મળ્યું તેનું કારણ શું ? તો કહ્યું કે તે બધાને ભગવાને માર્યા છે, બીજાનું તો એક નિમિત્ત માત્ર છે "નિમિત્તમાત્રં ભવ સવ્યસાચિન્" તેથી પોતાના લોકની પ્રાપ્તિ થઇ એમ જાણવું.

ઇતિ શ્રીમદ્દુલાલજી મહારાજકૃત વચનામૃત સત્તાવીસમું સંપૂર્ણ.

## વચનામૃત ૨૮ સું.

વળી એક દિવસે પૂછયું, કે જે કામ આપણે મનમાં ધારીએ છીએ, અને તે સિદ્ધ થાય છે, ત્યારે આપણે માનીએ છીએ કે આપણું ધાર્યું થયું ને જો ધાર્યું ન હોય તો થાય નહિ. પણ જે કામ આપણે ધાર્યું ન હોય તે કામ થાય છે તેનું કારણ શું ? ત્યાં કહે છે કે આપણું ધાર્યું તો કંઈ પણ થાય નહિ. સર્વે પ્રભુનું ધાર્યું થાય છે. હવે કહે છે કે જેટલા પ્રભુના અવતાર થયા છે, પણ તેના પ્રાગટય સમયમાં કોઈ પ્રભુનું સ્વરૂપ જાણતું નથી; માટે જો પ્રભુ કૃપા કરે તો સ્વરૂપ જણાય. નહિ તો પ્રભુનું સ્વરૂપ જણાય નહિ. કેમકે પ્રભુને વિષે વિરુદ્ધ ધર્મ છે. કેવી રીતે કે જ્યારે શ્રીયશોદાજીને ઘેર પ્રગટ થયા ત્યારે પ્રભુ સાધારણ બાળકની પેઠે ક્રીડા કરે, જો સ્તનપાન કરાવે તો કરે, નહિ તો રુદન કરે. વળી સ્તનપાન કરતાં બગાસાં ખાય છે, અને મૃદ્ ખાઇને ચૌદલોક મુખમાં દેખાડે છે, અને વળી પોતાની માયા વડે ભુલાવી દે છે. વળી શ્રીયશોદાજીએ ઉલુખલે બાંધ્યા, ત્યારે નેત્રસુપોછું નહિ, એવી લીલા પણ દેખાડી. તથા શકટાસુરને માર્યો, અને કાલીનાગ નાથ્યો, એવા અનેક ચરિત્ર કરતા જાય, પણ પાછા મોહ ઉપજાવી પોતાનું માહાત્મ્ય ભુલાવતા જાય છે. માટે બાલલીલામાં પ્રભુ જણાય નહિ, પણ પ્રભુ જે જે મોટાં પરાક્રમ કરે છે, તેના પાછળથી ભગવદીયો યશ ગાય છે, ત્યારે પ્રભુના

સ્વરૂપની ખબર પડે છે, તેમ આપણા ઘરમાં શ્રીઠાકોરજી બિરાજે છે, તેને બેસાડીએ તો બેસે છે, પોઢાડીએ તો પોઢે છે, અને જો ભોગ ન ધરીએ, તો ભૂખ્યા રહે છે, પણ તે પ્રભુને ભૂખ્યાનો શોક નથી, કેમકે પોતે પૂર્ણાનંદ છે. તેને હર્ષ શોક કંઇ છે નહિ પણ ભગવદીયે તો પ્રભુ ઉપર બાલભાવે વાત્સલ્ય રાખવું. અને આ સમયમાં પ્રગટ સ્વરૂપ બિરાજે છે, પણ તેના સ્વરૂપને કોઇ ઓળખતું નથી, માટે એવા પ્રભુ તો ભાગ્ય હોય તોજ જણાય. અને ભગવદીય છે, તે ભગવાનના પરાક્રમ જાણ્યા વિના ભગવાનને માને છે, તેથી તેનું કામ થાય છે, માટે પ્રભુજી ઉપર સ્નેહ આસક્તિ ઉપજ્યા વિના પ્રભુ પ્રસન્ન થતા નથી, એ રીતે એક દિવસે કહ્યું હતું.

ઇતિ શ્રીમદ્ગુલાલજી મહારાજકૃત વચનામૃત અઠ્ઠાવીસમું સંપૂર્ણ.

---

## વચનામૃત ૨૯ મું.

વળી એક દિવસે કહ્યું કે ભગવાનના ચરિત્રનો કોઇ પાર પામતું નથી, કેમકે તે સર્વે અવતારના અવતારી ભૂત છે. બ્રહ્માજીએ નારદજીને કહ્યું, કે અમે પ્રભુના ચરિત્રનો પાર પામ્યા નથી. શેષજી હજાર મુખથી પ્રભુના જશ ગાય છે, તો પણ પાર પામતા નથી, એવા આદિ સનાતન છે. એવા મોટા બ્રહ્માદિક છે, તે પણ પ્રભુની લીલાનો પાર પામતા નથી, તો બીજાની શું વાત કહીએ ? હવે ત્યાં

પૂછ્યું કે એવા પ્રભુજી પ્રાપ્ત કેમ થાય ? એમ નારદજીએ બ્રહ્માજીને પૂછ્યું. ત્યાં કહે છે કે એવા મોટા ભગવદીય છે, તે પણ ભગવાનની લીલા સમુદ્રનો પાર પામતા નથી, તો આજકાલના જે જીવ સ્ત્રી શુદ્રાદિક એવાની શી ગતિ થશે ? ત્યાં કહે છે કે જો કોઇ જીવ પ્રભુને સર્વાત્મભાવે કરીને ભજશે, તો તેનું કામ થશે, વળી મોટા ભગવદીયો જે માર્ગે ચાલ્યા છે, તે માર્ગે ચાલે તો પ્રભુને પામે. વળી જે રીતે આપણા ગુરુ આજ્ઞા કરે, તે પ્રમાણે ચાલે, તો પ્રભુ પ્રસન્ન થાય, પણ જો એક પોતાને કર્ત્તા માનીને ચાલે તો સર્વે નિષ્ફળ થાય તે ઉપર દૃષ્ટાંતઃ—

જેમકે આપણે કોઇ જાતિનો સ્પર્શ કરીએ, ત્યારે કહીશું કે હું છુવાણો ? તે જો પોતાને કર્તા માને છે, તો એમ કહેવાય છે, માટે જે પોતાને કર્તા માને છે, તેના ઉપર પ્રભુ ખીજે છે. એ રીતે જે સેવા સ્મરણ કરે છે, અને કહે કે એ મેં કર્યું. તો તે છુવાણો જાણવો. તે પોતે સર્વથી અધિક હતો, તો પણ પોતાપણું માન્યું ત્યારે સર્વે ખોયું માટે પ્રભુને પામવાનાં જે જે સાધન છે. તેના કર્તા પ્રભુજ છે, એમ માનવું. વળી આ દેહ ગયા પછી તેની ત્રણ ગતિ થાશે. વિષ્ટા, કૃમી અને ભસ્મ એ ત્રણ ગતિ થાય છે, માટે આ સર્વે જીવ કાળના ભક્ષણરૂપ છે, તો પણ આ જીવને હું ને મારૂં મટતું નથી તથા સંસારમાં સ્ત્રી પુત્રાદિકમાં આસક્તિ રાખે છે, માટે એ તો નર્કનું ઠેકાણું છે. માટે જ્યારે આ જીવને હું ને મારૂં મટશે, ત્યારે તે પ્રભુને

ભજશે, તોજ તે પ્રભુને પામશે. વળી પોતાના શરીરનું સુખ વિચારવું નહિ. આપણો દેહ તો મલમૂત્રથી ભરેલ છે, એમ જાણીને દેહ ઉપર પ્રીતિ ન કરે, સર્વના ધણી તો એક પ્રભુજ છે. માટે એમ સમજવું કે હે પ્રભુ! જેમ તમને ગમે તેમ કરો, કેમકે આ દેહ પ્રભુનો છે. એમ કપટ મૂકીને જાણશે, તેના ઉપર પ્રભુજી પ્રસન્ન થાશે તેમ પ્રભુજી એમ કહે છે કે તું તારી સત્તા સહિત મારે શરણે આવ. એ સત્તા કંઇ તારી નથી, પણ જ્યારે તું મારાથી વિમુખ થયો, ત્યારે તેં તે સત્તા પોતાની માની છે, તેથી તું આસુરી થયો છું. માટે ભગવદીય તો તેને જાણવા કે પોતાની સત્તા પ્રભુને સોંપે, ત્યારે કામ થાય.

ઇતિ શ્રીમદ્ગુલાલજી મહારાજકૃત વચનામૃત
ઓગણત્રીશમું સંપૂર્ણ.

---

## વચનામૃત ૩૦ મું.

વળી એક દિવસે નારદજીએ બ્રહ્માજીને પૂછ્યું કે મહારાજ! આ બ્રહ્માંડ મોટું છે, કે ભગવાન મોટા છે? વળી આ બ્રહ્માંડથી ભગવાન થયા છે, કે ભગવાનથી બ્રહ્માંડ થયું છે? ત્યારે બ્રહ્માજીએ કહ્યું કે આ વિંધ્યાચળ પર્વત ચારસેં યોજન ઉંચો છે, તથા ચારસેં યોજન પોહોળો છે, પણ તેનું આધિદૈવિક સ્વરૂપ નાનું છે, તેમ આ જગત સર્વે બ્રહ્મરૂપ છે, તે ભગવાનનું રહેવાનું ઘર છે. તેમાં ભગવાન સર્વે વ્યાપી રહ્યા છે, તેમ જે વિંધ્યાચળ પર્વત છે

તે ઘર છે, અને ભીતર વિંધ્યાચળ પર્વત સ્વરૂપાત્મક છે. તે વિંધ્યાચળને ભજશે, કે સ્વરૂપને ભજશે? માટે સ્વરૂપને ભજવું એજ યોગ્ય છે, તેમ આ સર્વે જગત બ્રહ્મરૂપ છે, પણ જગતને ભજવું નહિ કેવળ ભગવાનના સ્વરૂપને ભજવું. તેમ જો ભગવાનના સ્વરૂપમાં મન રાખે, તો આ જગતને ભૂલાય છે, કેમકે પ્રભુ વિના બીજું કાંઇ છેજ નહિ, અને જ્યારે મન પ્રપંચમાં જાય છે, ત્યારે ઘણા રંગના તરંગ ઉઠે છે.

ઇતિ શ્રીમદ્દુલાલજી મહારાજકૃત વચનામૃત ત્રીસમું સંપૂર્ણ.

---

## વચનામૃત ૩૧ મું.

વળી એક દિવસે પૂછયું કે આ જીવ ભગવત્કથા સાંભળે છે, તથા ભગવત્સેવા કરે છે, પણ જીવ કોરો ને કોરો દેખાય છે, તેને કંઈ ભગવદ્ધર્મ સ્પર્શ કરતો નથી, તેનું કારણ શું? ત્યાં કહે છે કે આ જીવ કથા સાંભળે છે, પણ તેનો જીવ કથામાં લાગતો નથી, જ્યારે જીવનું મન કથામાં લાગે ત્યારે તે ભગવાનને ગોતતો ફરે. તે કોની પેઠે જેમકે કોઇ પુરુષ અન્ન વિના ભૂખે મરતો હોય પછી તેને ઉત્તમ ભોજન મળે, ત્યારે તે ઘણું સુખ પામે છે, તેમ આ જીવ કથા સાંભળીને સુખ પામે, શ્રવણે કથા સાંભળે, પછી તેના કાનરૂપી દ્વારમાં થઇને તેના હૃદયરૂપી સિંહાસનમાં ભગવાન બિરાજે છે, ત્યારે તેના હૃદયમાં કામ

ક્રોધરૂપી જે ચોર છે, તેને મારીને કાઢી મૂકે છે. તે કોની પેઠે કે જેમ રાજા બેઠા હોય, ને ચોર ચોરી કરે, તો માર્યો જાય, પણ રાજા વિના તે ગમે એટલી ચોરી કરે, તોપણ કોઈ પૂછે નહિ. તેમ આ જીવના હૃદયમાં પ્રભુ બિરાજે ત્યારે ચોરને રહેવું ન બને. હવે ચોર તે શું ? તો કહે છે કામ, ક્રોધ, લોભ તથા વિષયવાસના તથા અહંતા મમતા એ સર્વે ચોર છે, તેમાંથી મન ખેંચાઈ જાય ને જ્યારે કથામાં એવી આસક્તિ થાય, ત્યારે ભગવાન તેના હૃદયમાં પધારે, પણ આસક્તિ વિના જો કે હજાર વરસ કથા સાંભળે, તો પણ તેને ભગવદ્ધર્મ કંઈ પણ સ્પર્શ કરે નહિ. એ રીતે સેવા સ્મરણ કથા તથા કીર્તનમાં આસક્તિ જોઈએ. ત્યારે એમ જાણે જે મને કોઇ શ્રીઠાકોરજીનાં ચરણસ્પર્શ કરાવે તો હું સેવામાં નહાઉં. ત્યારે પ્રભુ પ્રસન્ન થાય. વળી સેવા સ્મરણ કરે તથા કીર્તન કરે પણ મનમાં જરાએ મોટાઇ આણે નહિ, ત્યારે તે કૃતાર્થ થાય. માટે જે કરવું તે વિકાર રહિત કરવું, તે વિકાર તો પોતાનું મન જીતે ત્યારે મટે. એમ જાણીને મન ભગવાનમાંથી બહાર કાઢે નહિ. વળી કાળની ગતિ બહુ સૂક્ષ્મ છે. ઘડીએ ઘડીએ તથા પળેપળે ચાર યુગ વહ્યા જાય છે, જ્યારે સત્યયુગ હોય ત્યારે આ જીવમાં સત્યયુગના ધર્મ વર્તે છે, સત્યયુગમાં બ્રાહ્મણ તથા વૈષ્ણવ ઉપર પ્રીત ઉપજે છે. વળી કોઈને કઠોર વચન કહે નહિ, અસત્ય બોલે નહિ, વળી કોઇ વાતની કામના રાખે નહિ, એમ જેટલા સત્યયુગના

ધર્મો છે, તે સર્વે આ જીવમાં વર્તે છે. ત્રેતાયુગમાં ક્ષત્રિયોનો ધર્મ મારવું ને મરવું એમ માને છે. દ્વાપરયુગમાં પૂજા ને અર્ચનના ધર્મ વર્તે છે, પણ આ કલિયુગમાં તો શ્રીકૃષ્ણના કીર્તનવડે ઉદ્ધાર થાય છે, "કલૌ કેશવ કીર્તનાત્" એ રીતે ચારે યુગમાં ધર્મ ચાલ્યા જાય છે, તો જે જે યુગના ધર્મ આચરશે, તે તે યુગ પ્રસિદ્ધ છે, એવું જાણવું.

ઇતિ શ્રીમદ્‌ગુલાલજી મહારાજકૃત વચનામૃત એકત્રીશમું સંપૂર્ણ.

---

## વચનામૃત ૩૨ મું.

વળી એક દિવસે બ્રહ્માજીએ શ્રીકૃષ્ણને પૂછ્યું, કે હે મહારાજ! તમે મને સૃષ્ટિ ઉત્પન્ન કરવાની આજ્ઞા આપી છે, વળી તમે મારા ઉપર પ્રસન્ન થઇને કહો છો કે તું માગ, પણ હે મહારાજ! મને તમારી માયાનો પાર જડતો નથી, અને તમે કહો છો કે સૃષ્ટિ કર. વળી મોટા મોટા ઋષિને કહ્યું છે, કે તમે સૃષ્ટિ કરો, એવી તમારી ઇચ્છા છે, પણ હે મહારાજ! તમારા સ્વરૂપની કોઇને ખબર પડતી નથી, તો સૃષ્ટિ કેમ પ્રગટ કરવી? તે કહો. ત્યારે ભગવાન કહે છે કે આ જગત્‌માં મારી માયાનો પાર જડતો નથી, કેમકે આ જગતમાં હું ભેગો પણ છું, અને જગતથી જુદો પણ છું. તે કોઇ અલૌકિક દ્રષ્ટિથી જોશે અને કોઇની સાથે વિરુદ્ધ નહિ કરે, તે મારા સ્વરૂપને જાણશે, અને હું

પણ તેની ઉપર પ્રસન્ન થઈશ. માટે સર્વેના કર્તા એક હુંજ છું, અને જે જીવને હું કૃપા કરીને મારૂં સ્વરૂપ જણાવીશ તે જાણશે, એ રીતે સર્વેનો કર્ત્તા મને જાણજો. હવે જ્યારે આ જીવને પોતાનું ધાર્યું થતું નથી, ત્યારે તે શોક કરે છે, અને પોતાનું ધાર્યું થાય છે, ત્યારે પ્રસન્ન થાય છે. માટે લાભ થયે હર્ષ ન કરે, હાનિ થયે શોક ન કરે તેને મારો ભગવદીય જાણવો. અને મારી ઈચ્છા વિના કંઈ બનતું નથી, ત્યારે આ જીવ હર્ષ શોક કરે છે, તે કેવળ અજ્ઞાન જાણવું. માટે આ જીવ પોતાને કર્તા માનીને બેઠો છે, તે છોડીને એક મનેજ કર્ત્તા માને, ત્યારે કામ થાય. વળી આ જીવ મારી સેવાનો પાત્ર ક્યારે થાય કે જ્યારે આ સર્વે જગતને મારૂં રૂપ દેખે. જેમ આકાશ સર્વ જગતમાં વ્યાપક છે તેમ હું સર્વ બ્રહ્માંડમાં વ્યાપક છું. માટે આ પ્રપંચ હરિરૂપ જાણે ત્યારે તેને હું ને મારૂં મટે, અને સર્વત્ર પ્રભુરૂપ દેખે, કેમકે પ્રભુ વિના બીજું છેજ નહિ, અને આ સર્વ જગત નિર્દોષ છે, એમ જાણે તો પછી મારી સેવાને પાત્ર થાય, ને સેવા કરશે, તે મને પામશે. વળી સેવા તે ફલરૂપ જાણે, સાધનરૂપ જાણે નહિ. હવે સાધન તે શું તે કહે છે. કર્યા વિના ચાલે નહિ અને સ્નેહ વિના કરવું તેનું નામ સાધન છે. અને સેવાનું ફળ તો સેવાજ છે. હવે સેવા તે શું ? તો કહે છે કે સેવામાં ન્હાવાનો ઉત્સાહ આવે, અને સામગ્રી કરવાનો ઘણો ઉત્સાહ

આવે, તથા એ વિના ( સેવા વિના ) બીજું કંઈ ગમે નહિ, અને જ્યારે મંદિરમાં નહાય, ત્યારે આનંદ પામે તેનું નામ સેવા એ સેવા ફલરૂપ જાણવી. વળી દંભ, કામ તથા ક્રોધ રહિત સેવા કરે. ત્યાં વળી પૂછ્યું કે દંભ તે શું ? ત્યાં કહે છે કે લોકને જણાવે છે કે હું સેવા કરૂં છું, તો તેના ઉપર પ્રભુ પ્રસન્ન થતા નથી. માટે ભગવદ્ ઇચ્છાએ જે કંઇ પ્રાપ્ત થાય તેમાં નિર્વાહ કરે, અને ક્રોધ લોભરહિત સેવા કરે એ સર્વોપર સિદ્ધાન્ત છે.

ઇતિ શ્રીમદ્દુલાલજી ઉપનામ શ્રીગોપિકાલંકારજી મહારાજકૃત શ્રીવચનામૃત દ્વાત્રિંશત્તમ સંપૂર્ણમ ।। ૩૨ ।।

---

## શ્રીમદ્દુલાલજી મહારાજે શ્રીદ્વારકામાં છપ્પનભોગ કર્યો, તે સમયનું ધોળ.

( રાગ—ચાલો વનયાત્રામાં સુખ લઇએરે. )

ચાલો શ્રીબેટદ્વારકાંજી જઈએરે, ગોમતી રત્નસાગરમાં નાહીએરે; દર્શન કરીને પાવન થઇએ, ચાલો૦ ટેક, શ્રીદ્વારકાંધીશ મોટું ધામરે, રૂડું બેટ શંખોદ્ધાર નામરે; શ્રીમ લાલજીએ કીધાં કામ. ચાલો૦ ૧ શ્રીદ્વારકેશપ્રભુજીને લાલેરે, છપ્પનભોગ કીધો મારે વહાલેરે. સંવત ઓગણી- સસેં ત્રીસની સાલે, ચાલો૦ ૨ ફાગણ શુદિ ત્રીજ લખ્યો રીતેરે, વેણુનાદ કીધો અજીત જીતેરે; ફેરવી શુદ પાંચમ કરી પ્રીતે. ચાલો૦ ૩ ખેલના દિવસ ઘણા સારારે, વીસ

દિન પહેલા ઓચ્છવ ધાર્યારે, અધિક સુખ આપ્યાં વહાલા મારા. ચાલો૦ ૪ ભઈઆ બંધુ કુટુંબ સંબંધી તેડ્યારે, હળીમળી અતિશય રસ રેડ્યારે; વલ્લભીસાહેબને લગાડ્યા નેડા. ચાલો૦ ૫ બંદોબસ્ત બહુ સારા કીધારે, છોટા મોટા સહુનાં કારજ સીધાંરે; નિકટ તેડી અભેદાન દીધાં. ચાલો૦ ૬ સર્વે મંદિરોમાં સુખ સરખાંરે, આઠે પટરાણી પાત નિરખ્યાંરે, શ્રીવલ્લભપ્રભુ જોઇ જોઈ મન હરખ્યાં. ચાલો૦ ૭ બેઠકમાં શ્રીમહાપ્રભુજી રાજેરે, શંખતળાવ તીરે ગાજેરે, શંખનારાયણમાં ધુની ગાજે. ચાલો૦ ૮ વેણુનાદ સુણી સર્વે આવ્યારે, ઋષિ મુનિ દેવતાને ભાવ્યારે; તાપ ત્રિવિધિના મટાડ્યા. ચાલો૦ ૯ પ્રથમ સ્નાનયાત્રા ઉત્સવ કીધોરે, મહા વદિ ત્રીજે મહાસુખ દીધાંરે; પાંચમે રથયાત્રાનાં સુખ લીધાં. ચાલો૦ ૧૦ આઠમે રૂડા હીંડોળા સાજ્યારે, ઝુલાવી ફુલ્યા શ્રીવલ્લભ મહારાજારે; દશમે વિવાહ ખેલ આનંદ ઝાઝા. ચાલો૦ ૧૧ એકાદશી પવિત્રાં ધરાવ્યાં વહાલેરે, બારસે ધર્યા શ્રીવલ્લભ વલ્લભી મ્હાલેરે, મહારસ પુષ્ટનાં સુખ આલે. ચાલો૦ ૧૨ ચૌદસે ડોલ ઝુલાવ્યા પ્રીતેરે, ચુવા ચંદન અરગજા રસ રીતેરે, અબીલ રંગ ગુલાલ ઉડે નિત્યે. ચાલો૦ ૧૩ ફાગણ સુદ પડવો સારોરે, દીવાળી માની હરખ્યો વહાલો મારોરે, રૂશનાઇ હટરીમાં બિરાજ્યા પ્યારો. ચાલો૦ ૧૪ બીજા મનોરથ વચમાં કીધારે. નિરખી નિજજનનાં કારજ સિધ્યાંરે; રહ્યાં તે છપ્પનભોગ પછી લીધાં. ચાલો૦ ૧૫ ફાગણ શુદ પાંચમે પ્રોત કરીરે, મનોરથ છપ્પનભોગ ધરીરે,

શ્રીવલ્લભપ્રભુ આરોગાવે વહાલભરી. ચાલો૦ ૧૬ ભીતરથી ભોગ ઘણા આવેરે, સખડી અનસખડી અધિક લાવેરે, નાગરી દુધઘર મેવા ભાવે. ચાલો૦ ૧૭ સામગ્રી સર્વે પ્રકારે સાજીરે, ભુજવણાં સેકવણાં શાકભાજીરે, પાક પકવાન મિઠાઇ ઝાઝી. ચાલો૦ ૧૮ સંધાણાં બહુ વિધિનાં ધરીઆંરે, સામગ્રીમાં અનેક વાનાં કરીયાંરે, સંક્ષેપે સર્વે વિસ્તરીયાં. ચાલો૦ ૧૯ ગણતાં ઘણી બુદ્ધિ અકળાઇરે, નિરખી સહુ ન્યાલ થયા ભાઈરે; પ્રીતેથી પ્રભુ ભોજન કરે ધાઇ. ચાલો૦ ૨૦ છપ્પનભોગ આરોગે સહુ દેખતારે, નાનાં મોટાં નરનારી લેખતાંરે, દર્શન સહુ સંઘ કરે પેખતાં. ચાલો૦ ૨૧ નવલખો મેળો થયો ભારીરે, ચારે ખુંટેથી સૃષ્ટિ આવી સારીરે, મનોરથ મનમાં ઘણા ધારી. ચાલો૦ ૨૨ ભાવ કરી ભેટ સામગ્રી ધરેરે, મનોરથ નિરખી ફૂલીને ફરેરે; અન્યો અન્ય પ્રીત અધિક કરે. ચાલો૦ ૨૩ ધુપ દીપ તુલસી પધરાવ્યાંરે, ગોકર્ણ કુલેહ ધરાવ્યાંરે; શણગાર અધિક અધિક લાવ્યાં. ચાલો૦ ૨૪ ફૂલની માળાઓ પચરંગીરે, વસ્ત્ર આભૂષણ રસરંગીરે, શોભા બની અધિક નવરંગી. ચાલો૦ ૨૫ શીતળજળ બીડાં સુગંધ સારીરે, આરોગાવી રસ વર્ષ્યા ભારીરે; દાસનો દાસ હું બલિહારી. ચાલો૦ ૨૬ તત્ત્વ સંખ્યાએ પદ કીધાંરે, શ્રીવલ્લભ પ્રભુએ મહા સુખ દીધાંરે, દાસનાં કારજ સહુ સીધ્યાં. ચાલો શ્રીબેટ દ્વારકાંજી જઇએરે. ૨૭.

# સેવામાર્ગ.

## સ્વમાર્ગીય શરણુસમર્પણુસેવાદિનિરૂપણુમ

### ॥ श्री कृष्णाय नमः ॥

સ્વમાર્ગીય જનોને જ્ઞાન થવા સારૂ સૂક્ષ્મ રીતે વિચાર કરીને આ સ્વમાર્ગની સર્વ રીતિ કહેવામાં આવે છે. ૧

સેવાની સાર્થકતા ફળીભૂત થવાને માટે નામ પામીને શરણુ જઇને સર્વ સમર્પણુ કરીને અને વળી દેહાદિકનો બીજે કાંઇ વિનિયોગ ન થાય તે સારૂ કૃષ્ણુસેવા તનુજા અને વિત્તજા કરવી. (તનુજા–દેહવડે સેવાથી ઇંદ્રિઓ પ્રભુમાં જોડાવાથી દેહાધ્યાસ અને ઇંદ્રિયાધ્યાસ મટી જાય છે, અને વિત્તજા–ધનવડે સેવાથી લાગેલું અંતઃકરણ પ્રભુમાં જોડાવાથી અંતઃકરણુનો અધ્યાસ મટી જાય છે) તે વડે માનસીસેવા જે પ્રભુમાં સાક્ષાત્કાર કરાવનારી તનુજા વિત્તજાના ફળરૂપ છે, તે સિદ્ધ થાય છે (ચિત્તની તમામ વૃત્તિઓ પ્રભુમાંજ લગાડવી, અને બીજા કાર્યમાં ન જોડવા પ્રયત્ન કરવો. અને તેમ કરતાં દીનતા પ્રાપ્ત થઇ પ્રભુ મળવામાં છેવટ ફળરૂપ વિરહ દશા પ્રાપ્ત થાય છે. આવી દશા હંમેશાં રહે એવી સ્થિતિ થાય તેનું નામ માનસીસેવા.) ૨–૩

સેવાના ત્રણુ પ્રકાર છે તેથી કરીને અને તેઓમાં દરેકનું ફલપણું છે, તેથી એમ કહેવાયલું છે, કે સેવાનાં ત્રણુ ફલ છે.–૪.

પણ તે સેવા સમાન હોવાથી અંતે જુદી નથી અને તેના પ્રકારોનું ફલ તુરત થતું નથી, પણ પાછળથી થતું હોવાનું કહેવાય છે. ૫

જેવા પ્રકારનું વરણ ( પ્રભુએ કરેલો સ્વીકાર ) તેવા પ્રકારને લઇને સેવા, તે માનસી સેવા ફલરૂપ છે, એમ સરખામણીથી કહેવાય છે. ૬

સેવાના પ્રકાર, સેવાફલ નામના ગ્રંથમાંથી જાણવા. તે અલૌકિક સામર્થ્ય, પુરુષોત્તમ ભગવાનમાં સાયુજ્ય, વૈકુંઠાદિમાં સેવાપયોગી દેહ પામવો તે એ રીતનાં ત્રણ ફલ આપે છે. આ માર્ગમાં આટલોજ સૂક્ષ્મસિદ્ધાંતનો સંગ્રહ છે. ૭–૮

તેમાં પ્રથમ શરણ ગયેલાએ શું કરવું જોઇએ તે કહેવામાં આવે છે. શ્રીમદાચાર્યના માર્ગવાળા ગુરુના શરણ પામેલાએ હરિ અને પોતાનામાં સ્વામિસેવક ભાવ ધારણ કરવો અને લૌકિક અને વૈદિક કર્મો ભક્તિની સિદ્ધિ માટેજ કરવાં. ( અન્ય આકાંક્ષાએ નહિ ) ૯–૧૦

અન્ય માર્ગનો આશ્રય કરવો નહિ, કારણ કે દેશકાલ દ્રવ્યાદિની ભ્રષ્ટતા અને પાખંડમય આ સમયમાં અન્યમાર્ગના આશ્રયથી પ્રભુ પ્રાપ્તિ નથી. દેશાંતરનો આશરો લેવો નહિ, તીર્થોનો આશરો લેવો નહિ, કે જ્યાં ભક્તિસાધન ન મળે, વળી સ્વીકારેલી બાબતમાં કર્ત્તાપણાના અભિમાનનો આશરો લેવો નહિ. કર્મો વગેરેનો આશરો

લેવો નહિ, સર્વ દોષની નિવૃત્તિ માટે અર્પણા વડે હરિમાં દૃષ્ટિ રાખવી.–૧૨

વિવેક વગેરેના અભાવને લીધે દીનતા વડે ભાવના કરવી. પોતાના કામની પરિપૂર્ણતા માટે શ્રીપ્રભુનું પૂર્ણાનંદપણું લક્ષમાં રાખવું.–૧૩

સાધનો વડે મોક્ષ નથી, હરિ ભગવાન પોતેજ તે (સાધન) રૂપ છે. તદીયપણાની સંપત્તિમાં મુક્તપણાથી ચિતવન કરવું, (પુરેપુરી તદીયતા આવી જાય, તો પોતેજ મુક્ત છે એમ સમજવું.)–૧૪

માટેજ કૃષ્ણના સેવકો મોક્ષની ઇચ્છાવાળા હોતા નથી, દેશકાલાદિ સાધન ચાર પ્રકારના પુરુષાર્થ શ્રીકૃષ્ણ છે, એમ હંમેશાં મનમાં ચિતવન કરવું.–૧૫

પ્રાયશ્ચિતોમાં મતિ કરવી નહિ અને (શ્રીકૃષ્ણને) શરણે જવું.–૧૬

દોષો પ્રાપ્ત થયા પછી અને વિશેષે કરીને સર્વમાં શકયમાં કે અશકયમાં હરિ મારી ગતિ છે, એમ સ્મરણ કરવુ.–૧૭

અન્યાશ્રય કરવો નહિ, (અનન્ય વ્રતથી બીજા દેવની નિંદા થતી નથી, પણ પોતાના ઇષ્ટમાં બીજાનો અન્તરભાવ આવી જાય, જેથી એકનુંજ શરણ લેવું) તેમજ પોતે પોતાની મેળે બીજે કયાંય જવું નહિ, બીજા કોઈ દેવો પાસે ભગવાનને કોઇ પણ વખત પ્રાર્થના પણ કરવી નહિ.

( કેમકે તે પોતાની ઇચ્છા પ્રમાણેજ બધું કરે છે. )—૧૮

અવિશ્વાસ કરવો નહિ, ( બ્રહ્માસ્ત્ર ઉપર રાવણને અ-વિશ્વાસ આવવાથી હનુમાન તેથી છૂટા થઇ ગયા હતા, તે દાખલો લઇને) લૌકિક અને વૈદિક કાર્યોનો સંગ છોડી દેવો.—૧૯

જો કાંઈ કર્યા વગર ન ચાલે, તો તે બોજારૂપ સમજીને બધી રીતે મમતા કાઢીને બધું કાર્ય કરવું. ૨૦

હૃદયમાં લોભ કરવો નહિ, જે મળે તેનાથી ચલાવવું, શરણના ધર્મો હૃદયમાં સમજ્યા વિના શરણ જવા છતાં પણ સિદ્ધિ નથી, માટે શરણધર્મો સિદ્ધ થએજ સાચું શરણ થાય છે. ૨૧

વિવેક અને ધૈર્ય એ પણ બંને શ્રીકૃષ્ણાશ્રયેશ્રયનું પોષણ કરનાર છે, માટે તેને માર્ગીય ગ્રંથોમાંથી સમજીને પ્રયત્નપૂર્વક હૃદયમાં ધારણ કરવા. ૨૨

આવી રીતે શરણાગતના ધર્મ સંક્ષેપથી જણાવ્યા આમ સમજીને શ્રીવલ્લભાચાર્યનો આશ્રય લઇને શ્રીકૃષ્ણનું શરણ લેવું. ૨૩.

હવે પછી ક્રમ વડે જેણે સમર્પણ લીધું છે, એવા જીવે તેના સાધન માટે હમેશાં શું કરવું, તે કહેવામાં આવે છે. ૨૪

પુષ્ટિમાર્ગમાં સેવાજ સંસ્કારરૂપ છે, માટે સંસ્કારોની અતિશયતા છોડીને સેવાજ કરવી. જીવદેહ સંબંધી વસ્તુઓમાં બ્રહ્મસંબંધની ભાવના હમેશાં રાખવી. ૨૫

વળી પોતાનામાં સર્વ દોષથી વિમુક્તપણાની ભાવના કરવી. કોઇ પણ દિવસે અને કોઇ પણ રીતે અસમર્પિત વસ્તુ ખાવી નહિ. ૨૬

તેના ભક્ષણથી અબ્રહ્મ સંબંધી, આસુરી થવાય છે અને ખરી રીતેતો બધે બ્રહ્મસંબંધની ભાવનાનો પણ નાશ થાયછે૨૭

લૌકિક અથવા વૈદિક પણ સર્વ (પ્રભુને) સમર્પિત કરી દેવું. તેથી સર્વ કાર્યોમાં પ્રથમ સમર્પણ કરવું. ૨૮

જે જેમ સમર્પણને યોગ્ય હોય તે તેમ સમર્પણ કરવું. યજ્ઞાદિમાં, વિવાહાદિમાં સઘળામાં ઇષ્ટદેવનું નિવેદન કરીને તેમની આજ્ઞાથી ગ્રહણ કરીનેજ પછીથી કાર્યો કરવાં. અર્ધો અર્ધ પોતે ભોગવેલી વસ્તુ પ્રભુને અર્પણ કરવી નહિ, એવો નિશ્ચય છે. ૨૯–૩૦

અસમર્પિતનો ત્યાગ કર્યાથી અર્ધ ભોગ સંભવતો નથી, તોપણ મનમાં ગ્રહણ કરીને સમર્પણ સંભવે છે. ૩૧

બ્રહ્મ સંબંધી જીવ ભ્રમથી અભુક્ત પણ મનથી પહેલાં સ્વીકારે અને પછી પ્રભુને અર્પણ કરે તે માટે ભેદ વડે (જુદું પાડીને) અર્ધ ભુક્તનો ત્યાગ કહેલો છે. અસમર્પિત વસ્તુઓનું અહીં સામાન્ય કહેવાય છે. ૩૨–૩૩

ભુક્ત એનાથી અહિં ભોગ્ય વસ્તુનો ભોગ એમ જણાવાય છે. તે ઉપયોગ રૂપ છે, તેથી ભેદ જાણો. ૩૪

નિવેદિત વસ્તુનું ગ્રહણ અહિં માર્ગ ભેદથી જાણવું. કારણ પૂજામાર્ગના નિષેધનો અહિં અવસર નથી. પૂજા-

માર્ગમાં પ્રભુને અર્પણ કરેલી વસ્તુ ન લેવાય એમ કહેલું છે. તે અહિં લાગુ પડતું નથી. તમામ વસ્તુ પ્રભુને અર્પિત કર્યા વિના ન ગ્રહણ થાય, એવા આ માર્ગમાં પ્રભુના સેવકના વ્યવહાર :માટે પૂજામાર્ગના ઉપરોક્ત વચનનો નિષેધ છે. ૩૫

આવી રીતે મનુષ્યોને ભાવનાઓ જન્મથી માંડીને મરણપર્યન્ત થયાં કરશે, પણ (પ્રભુને સમર્પણ થએલી હોવાથી) જેમ ગંગાજીમાં મળેલાં રસ્તાના જલોના સર્વ દોષ ગંગાજી રૂપ થઇ જાય છે (અને ગંગાજીરૂપ થઈ જવાથી તેના ગુણદોષ તેમાંની મૃત્તિકા વિગેરેનું કોઈ જુદું નિરૂપણ કરતું નથી તેમ) બ્રહ્મસંબંધ વસ્તુઓના દોષો દૂર કરે છે. ૩૬

જેથી જેમણે પોતાનું સર્વસ્વ નિવેદન કરેલું છે એવા ઓએ ચિંતા કરવી નહિ, એમ નવરત્ન ગ્રંથમાં કહેવાયલું છે, તે બરાબર સમજીને કાર્યો કરવાં, એવો નિશ્ચય છે. ૩૭

તેથીજ બ્રહ્મસંબંધરૂપ સંસ્કારવાળાએ સર્વ ચિંતા ત્યાગ કરીને સાક્ષીની માફક તેની કૃતિ જોઇને સુખેથી સેવાપરાયણ થવું. ૩૮

સેવાના પ્રકાર ક્રમ વડે કરી લખવામાં આવે છે. તેમાં મૂર્તિપૂજા સર્વોત્તમ હોવાથી પહેલાં મૂર્તિની પૂજા કરાય છે. ૩૯

ભક્તિ માર્ગના પ્રકાર વડે તાદૃશી ભક્તોને મૂર્તિમાં ભગવાનનું જ્ઞાન સાકારરૂપના પ્રવેશથી માનેલું છે. ૪૦

પૂજામાર્ગમાં મંત્રવિધિ વડે (મૂર્તિમાં) પૂજ્યનો પ્રવેશ થાય છે, અને ભક્તિમાર્ગમાં પુરુષોત્તમ રૂપજ મૂર્તિ છે, આ વિશેષ છે. ૪૧

તાંબાને મણિનો સ્પર્શ થતાં સોનું થઈ જાય છે, તેમ મૂર્તિમાં (પૂજા વગેરે) કરેલું સર્વ શ્રીકૃષ્ણનેજ કરેલું છે, એમ થાય છે. ૪૨

સેવા બે રીતની, ત્યાગ અને અત્યાગ ભેદથી થાય છે, વિરક્તતાથી ત્યાગ કરતાં પહેલાં ત્યાગમાં જેમ સેવા થાય છે, તેમ અત્યાગથી પણ બીજી રીતે સેવા થાય છે, માટે વ્યાવૃત્તિમાં પણ માનસ ત્યાગ ઉત્તમ કહેલો છે. ત્યાગવડે અંતઃકરણમાંથી અહંતા મમતાનો નાશ થઈ તદ્દન અહંકાર રહિત થવાય, ત્યારે જીવ કૃતાર્થ થાય છે, અને ત્યાગવાળો (દેહાદિક પ્રવૃત્તિવાળો) છતાં તેમાં મનવડે ત્યાગ છે, સર્વ વૃત્તિઓને નિગ્રહમાં રાખી ધ્યાન કરવા યોગ્ય પ્રિષ્ટ સ્વરૂપમાં યોગ સિદ્ધ થતાં જીવને પોતાનાં સ્વરૂપનું જ્ઞાન થવાથી કૃતાર્થ થાય છે.

અત્યાગ પક્ષમાં સાધન માટે ગૃહસ્થાશ્રમ અનુકૂળ છે. ૪૩-૪૪

સેવા માટે ઘરમાં રહીને સ્વધર્મથી સર્વ પ્રકારે કૃષ્ણ ભજવા. કેમકે અધર્મ કરવાથી હીનયોગ આવે છે. ૪૫

જે દ્રવ્ય મળે તેટલાથી કૃષ્ણની મૂર્તિમાં હરિને પૂજવા. પહેલાં તો સ્થાન મંદિર તથા સિંહાસન વગેરે

મેળવીને પછી ભોગ સામગ્રી કરીને હરિને શૈયામાંથી જગાડીને સવારથી માંડીને સર્વ સેવા પૂજા કરવી (જેઓને આવાં સાધન ન હોય, તેમણે એક નાની ઝાંપી, ખાદીનું વસ્ત્ર, ગુંજાની માળા અને મીસરીનો ભોગ જે પોતાની સંપત્તિ પ્રમાણે મળી શકે તેનાથી ભાવપૂર્વક પ્રભુ સેવા કરવાનું માનેલું છે, અને તે વડે પણ પ્રભુ પ્રસન્ન થયાનું માર્ગીય વાર્તાઓમાંથી જણાય છે. ૪૬-૪૭

સેવામાં લૌકિક યુક્તિ તથા પ્રેમ નિયામક છે, પણ પૂજામાં નિયમ છે, એ પ્રેમ વિરૂદ્ધ છે, એવો નિશ્ચય છે. ૪૮

ભક્તિમાર્ગના કૃષ્ણસેવા પરાયણ, ભાગવત્ જાણનાર અને દંભાદિરહિત મનુષ્યજ ગુરુ છે. ૪૯

તેના અભાવમાં તેવા પ્રથમ થઈ ગએલાઓનો ઉપદેશ નિયામક છે, જો દુઃસંગ દોષ વડે બુદ્ધિ ફેરવાય નહિ, તો હાલના તીર્થો પર યોગ્ય ગુણવાળા ન હોનાર પાસેથી પણ પૂર્વના ગુરુઓની માફક તેમના ઉપદેશથી ફલ થાય છે. ૫૦-૫૧

સેવામાં પણ તેવા ગુરુ વડે જે મુખ્ય રીતિ કહેવાઈ હોય તેજ સર્વ પ્રકારે ફળસાધક છે, બીજી કલ્પિત રીતિ ફળસાધક નથી. ૫૨

અનુદ્વેગ માટે પ્રેમવડે કૃષ્ણ સ્વરૂપને વસ્ત્રાભરણ તથા અલંકાર વડે શણગારવું. ૫૩

સ્વરૂપ સૌંદર્ય પોતાના મનને જેમ આકર્ષક થાય તે પ્રમાણે કરવું, કેમકે જે વડે મન શ્રીહરિમાં પરોવાય તેને સેવા કહેલી છે. તેટલા માટે લીલા વિશિષ્ટરૂપમાંજ સેવાનો ઉદ્યમ છે. તેથી તનુજા વિત્તજા સેવાને સાધ્ય કહી છે. ૫૪-૫૫

એવી રીતે અન્નાદિક વસ્તુઓનો ઉપયોગ સેવા માટે જાણવો, અને સ્ત્રી વગેરે અનુકૂલ હોય તો સેવા તેમની પાસે કરાવવી. (અન્નાદિક શરીરના પોષણ માટે છે, પણ શરીર સેવામાં ઉપયોગી છે, એમ સમજીનેજ ખાવાપીવાનું છે; તેમજ સ્ત્રીપુત્રાદિક પણ સેવામાં ઉપયોગી છે, માટે તેમનું ભરણ પોષણ છે. નહિ કે આસક્તિથી. તેવી રીતે જગતનો સર્વ વ્યવહાર શ્રીહરિને માટે છે, એવી ભાવના કરવી ) ૫૬

તેઓ સેવામાં ઉદાસીન હોય તો પોતે કરવી. વળી સંસાર સ્થિતિમાં અપકીર્તિના ભયથી કૃષ્ણસેવાના વિયોગનો સંભવ હોય તો તેથી પોતે બ્રહ્મસંબંધ લીધો છે, એવું મનમાં હમેશાં ધારણ કરી માંદા માણસ પોતાના આખા દેહનું જેમ પોષણ કરે તેમ તેનું પોષણ કરવું જોઇએ. ૫૭-૫૮

જો આસુરી પ્રકૃતિવાળા જીવો પોતે સ્વાભાવિક રીતે કૃષ્ણસેવા કરવા ન દે, તો તેમનો ત્યાગ કરવો એમ નિશ્ચય કરેલો છે. ૫૯

ભક્તિમાર્ગમાં અભક્તાની સાથે કોઈ પણ પ્રકારે ન રહેવું અને અંગીકાર કર્યો હોય તો પણ સ્માર્તમાર્ગવાળાનો સ્વમાર્ગીય જનોએ ત્યાગ કરવો. ૬૦

ધર્મશાસ્ત્ર કરતાં ભક્તિશાસ્ત્ર બલિષ્ટ છે, માટે ચિત્તમાં હરિને ધારણ કરી આજીવિકા ચલાવવા પ્રયત્ન કરવો.–૬૧

હરેક રીતે વૃત્તિનો અભાવ ( પણ મન જોડવા શિવાય વૃત્તિ ન નભી શકે ) હોય તો એક પ્રહર સેવા પરાયણ રહેવું ( બાકી વૃત્તિ કરી લેવી ) અને આ વૃત્તિ સહજ એટલે વિના પ્રયાસે સિદ્ધ થાય છે, તે માટે માત્ર શ્રીકૃષ્ણમાં પ્રીતિ રાખી રહેવું. તેઓશ્રી વૃત્તિ સહજ માત્રમાં સિદ્ધ કરશે, આવી ભાવના કરવી. ૬૨

પ્રભુ માટે પણ ઉત્પન્ન થયેલી વિમુખતા દૂર કરવાને માટે નિયમપૂર્વક શ્રીમદ્ ભાગવતનો પાઠ કરવો. ૬૩

ચિત્તક્ષોભથી થતી વિમુખતા દૂર કરવા સારૂ કઠોર વચન સહન કરવાં અને ઉત્સાહની સિદ્ધિ સારૂ શ્રીકૃષ્ણના કહેલાં વચનો પર વિશ્વાસ કરવો. ૬૪

લોભ દૂર થવા સારૂ વૈરાગ્ય અને સંતોષ રાખવા અને જે સમયમાં આ જન્મમાં જન્મેલા માટે સેવામાર્ગનો ઉદ્યમ છે, અને તે પ્રાપ્ત થતાં જન્મનું છેદન ગણાય છે, તે કૃતાર્થતાનું ચિંતવન કરવું. ૬૫

એવો મનવડે નિશ્ચય કરીને ( મજબુત સેવાના નિશ્ચયવાળા થઈને ) મન સાંસારિક પદાર્થોમાં પેસે નહિ, તેવું કરીને અંતઃકરણ સ્થિર કરીને પિતૃચરણ માફક શ્રીહરિમાં વિશ્વાસ કરવો. ૬૬

પ્રથમ લૌકિક યુક્તવડે સેવાને અનુકૂળ દેશ, ઋતુ,

સમય, કાળ તથા પ્રભુની અવસ્થા બાલ્ય, કિશોર વગેરે વિચારી પ્રભુસેવામાં તત્પર થઇ સેવા કરવી. ૬૭

તે માટે વ્યર્થવચનો અને કૃતિસાધ્ય (મારા કાર્યથીજ આ બધું બને છે) તેનો ત્યાગ કરવો, અને પ્રભુને હલકી, નિન્દ્ય, ગમે તેની પાસેથી આવેલી (ખોટે રસ્તેથી) વસ્તુ સમર્પણ ન થાય તે સારૂં પ્રયત્નપૂર્વક સાવધાન રહેવું. ૬૮

જે લાંબા વખતથી ઇષ્ટ અને મનને પસંદ છે, અને ભક્તિ સંબંધીનુંજ હોય તે સર્વ રીતે ભક્તિપૂર્વક સમર્પણ કરવું. ૬૯

અનવસરમાં બહારની સેવાની જરૂરિયાત સમજી પ્રભુનાં વસ્ત્ર ધોવા વગેરેમાં પણ પ્રત્યક્ષ પ્રમાણેજ સેવા કરવી. ૭૦

એક, બે કે ત્રણે કાલમાં સેવા કરવી, અને તેનાં અંગભૂત નિત્ય નૈમિત્તિક કર્મો સ્વધર્મ પ્રમાણે કરવાં. ૭૧

વિધર્મથી આગ્રહપૂર્વક અલગ રહેવું, એવો નિશ્ચય ધર્મસિદ્ધિમાં પણ સેવાધર્મ વડે વિશેષતાથી છે. ૭૨

ઇંદ્રિય રૂપી અશ્વોને સર્વ રીતે કાબુમાં રાખવા કહેલું છે. પરોપકાર ધર્મોની (સેવા આગળ) દુર્બળતા જાણવી. ૭૩

એમ કરતાં કરતાં કરતાં કદાચ શ્રીકૃષ્ણમાં નિમગ્ન થવાય, અને તેમની સેવા સાધનમાં નિષ્ઠા થાય, તે સારૂં નિત્યજ સેવા કરવી. ૭૪

કૃષ્ણને સર્વાત્મક જાણીને મનમાં દીનભાવ લાવવો; આ હું કરૂં છું, એવા પ્રકારનો અહંકાર ત્યાગ કરવો. ૭૫

હરિની સેવામાં માનની ઇચ્છા રાખવી નહિ; મંડળીમાં બેસતાં શ્રીકૃષ્ણના ગુણાનુગાન ગાવા; અને તેમના નામનું જ કીર્તન કરવું. ૭૬

નિર્ભય અને નિઃસ્પૃહ રહીને પોતાના ચિત્તને શ્રીકૃષ્ણમાં જોડવું, અને મુખ્ય સાધન શ્રીમદ્ભાગવત્નું હંમેશાં કીર્તન કરવું. ૭૭

દંભ વગર, કોઇપણ પ્રકારે નિમિત્ત વગર પ્રયત્નપૂર્વક સર્વ રીતે સેવાના અંતર્ગત પૂજાના અંગે શંખ, ચક્ર વગેરે મુદ્રાઓ ધારણ કરવી. ૭૮

તુલસીમાલા અને તિલક ભગવત્ચિહ્ન હોવાથી તે ધારણ કરવાં, વૈષ્ણવમત પ્રમાણે એકાદશી વગેરે વ્રતો કરવાં. ૭૯

જન્માષ્ટમી વગેરે વ્રતો ઉત્સવપણા વડે ઉત્સવની વિધિ પ્રમાણેના સેવા શૃંગાર, કીર્તન, ભોગ વગેરે પ્રભુને સમર્પી ઉત્સવપણાના ભાવથી કરવાં, એમ સર્વ રીતે માનેલું છે. ( જન્માષ્ટમી, રામનવમી, વામનદ્વાદશી, નૃસિંહચતુર્દશી એ ચાર જયન્તિ; બાર મહિનાની ચોવીસ એકાદશી તથા પુરુષોત્તમ માસની બે મળી છવ્વીસ એકાદશી એ રીતનાં ત્રીસ વ્રતો આગ્રહપૂર્વક કરવાં, કારણ કે તે પાપોનો નાશ કરનાર, અને વળી નિત્ય, નૈમિત્તિક અને કામ્ય છે ) ૮૦

કયાં વ્રતો કરવાં, તેનો નિર્ણય ( વ્રતોત્સવાદિ નામના ગ્રંથમાં બતાવ્યા મુજબ ) કરવો. જયન્તિ વ્રતના નિર્ણય

પ્રમાણે બધાં વ્રત કરવાનાં નથી. પરંતુ ઉત્સવ જયન્તિ, એકાદશી વગેરે ક્યારનાં કરવાં તેને માટે નિયમો ઠરેલા છે, તે પ્રમાણે કરવાથી ગૃહસ્થ કૃતાર્થ થાય છે, એમાં સંશય નથી ૮૧

વનસ્થ બ્રહ્મચારીને સાધનોની અનકૂળતા હોય તો તેણે યતિનો ત્યાગમાર્ગ તીર્થોમાં ફરવાનો વિશેષે કરીને છે. ૮૨

તેણે સ્વતંત્ર, સંગ વગરના અને હંમેશ ફરતા રહી તે દિવસનાજ અન્નનો પ્રતિગ્રહ કરીનેજ આવતી કાલનું અન્ન શિલિક રાખ્યા વિના, શરમ રાખ્યા વગર હરિના નામનું કીર્તન કરવું. ૮૩

તેણે શાંત, કૃષ્ણ પરાયણ, અવ્યગ્ર ચિત્તવાળા અને શ્રીકૃષ્ણનો પ્રાદુર્ભાવજ જેનું પ્રયોજન છે, એવા થઈ હરિના ગૂઢ ભાવો વિચારવા. ૮૪

આવી રીતે દેહ પડતા સુધી બુદ્ધિમાન્ યતિએ કરવું જોઇએ. બધા આશ્રમોમાં વિક્ષેપ વડે દોષ થવાનો સંભવ હોય તો આજ રીને તીર્થાટન માનેલું છે, અને સ્ત્રી વગેરેની પ્રતિકૂળતા હોય તો તેમાં જુદા પ્રકારનો ત્યાગ કહેલો છે ૮૫-૮૬

આવા સમયે તેણે પોતાનું ઘર છોડી, જ્યાં ભગવદીય તદીય અને કૃષ્ણની સેવા કથા ધરાવનારા જનો હોય એવા હરિના સ્થાનમાં જવું ૮૭

શ્રી કૃષ્ણની પ્રાપ્તિ માટે ભજનમાં અંતરાય રૂપ જો

ઘર હોય તો તેનો સર્વ રીતે ત્યાગ કરી ઉપર કહેલાઓની સાથે કૃષ્ણની સેવા કથા વગેરે કરીને રહેવું. ૮૮

દુઃસંગ, દોષવાળા વસ્ત્ર, દોષવાળા અન્નનો સંબંધ ભયરૂપ છે, એમ મન વડે જાણવું; તેથી હરિમાં સાધન વડે એકાગ્રતાથી મન જોડવું. ૮૯

ત્યારપછી સેવાકથાની આસક્તિવડે ઉત્તમ પ્રાપ્તિ છે, હ્રદયભાવનાને ખસેડી નાખનાર વિક્ષેપનો સંભવ હોય તો એકાન્તમાં રહેવું નહિ. ૯૦

સંગમાં પણ હરિજ રક્ષક છે, અને તે રક્ષણ કરે છે, અથવા પ્રીતિપૂર્વક ભાગવત, સ્વરૂપ સેવા માફક ત્રણે કાળમાં અતિ તત્પર રહી વાંચવું. ત્રણ પ્રકારના અભાવે શરણગતિ પણ કહેવાય છે. ૯૧–૯૨.

મોટાં સ્થાન કે જ્યા હમેશાં સેવા પૂજા થાય છે, ત્યાં તત્પરતાપૂર્વક સ્થિતિ કરવાથી હમેશાં સ્થિતિમાં કૃતાર્થ થવાય છે. ૯૩.

સર્વ પ્રકારે દેહનો સંબંધ કૃષ્ણ સેવામાં પરાયણ હોવાથી અહિં ભક્તિમાર્ગના ફળથી ભેદ નથી. ૯૪.

તોપણ ઘણા કાળ સેવાયલા પ્રભુ સ્વરૂપમાં વ્યગ્રતા થવાનો સંભવ થાય તો સ્નેહની શિથિલતા એજ માર્ગનું વિધર્મપણું છે. તે સ્વરૂપમાં દોષો જોવાથી જો તે- તેને જલદીથી છોડી દે છે, તો તે સ્થાનભ્રષ્ટ થાય છે, અને બ્રાહ્મણ- ના દાખલાની માફક ફળ મળતું નથી. ૯૫–૯૬.

ભક્તિમાર્ગનો સંભવ હોય તો તે ભક્તિમાર્ગની ઉત્કર્ષતા અહિં છે. માટે બુદ્ધિમાન તેજ ઉત્તમ છે. એમ સમજી બીજે ક્યાંય પ્રયત્ન કરવો નાહિ. ૯૭.

આ મુજબ સમાશ્રય કરવામાં સર્વ સમર્પણ કરવામાં અને શ્રીકૃષ્ણની સેવામાં પણ શ્રીમદાચાર્યચરણને શરણ ગએલાઓનો ધર્મ ટુંકમાં વર્ણવ્યો છે, તેના અનુવાદ રૂપ મારાં વચનો જાણી સર્વ કરો. ૯૮-૯૯.

નિજમાર્ગનું જ્ઞાન ઉત્પન્ન થવાથી સંતોષવાળા શરણે આવેલા બધા જીવોથી સેવાયલા અત્યંત કરૂણરસથી પુષ્ટ શ્રીવલ્લભ પ્રભુ મારાપર કૃપા કરો. ૧૦૦.

ઇતિશ્રી હરિદાસ વિરચિત સ્વમાર્ગીય શરણ સમર્પણસેવાદિ નિરૂપણમ્ સમાપ્તમ્ ॥

પરીખ હિરાલાલ મોહનલાલ.

---

# સેવામાર્ગ.

वरं नेत्रे मुद्रा न पुनरितरालोकनमपि
वरं शून्यारण्यं स्थितिरिह वरं नान्य मिलनम् ।
वरं मूकी भावो न पुनरपरा कांचन कथा
वरं प्राणत्यागो क्षणमपि न तत्संगविगमः ॥

भगवत्पदपंकज रागजुषो न हि युक्ततरं मरणेऽपीतराम् ।
इतराश्रयणं गजराजधृतो नहि रासभमप्युररी कुरुते ॥

[ विज्ञप्ति ]

## પ્રકીર્ણ.

પ્રભુ સિવાય બીજું જોવું તેના કરતાં આંખો બંધ કરવી તે સારૂં, પ્રભુ સિવાય બીજાને મળવા કરતાં નિર્જન અરણ્યમાં વાસ કરવો તે સારૂં, પ્રભુ સિવાય બીજી કોઈ પણ કથા કરવી તે કરતાં મૂગા રહેવું સારૂં, અને પ્રભુના સંગ વગર રહેવું તેના કરતાં પ્રાણ ત્યાગ કરવો તે સારૂં છે.

શ્રીભગવાનના ચરણકમલ તરફના રાગવાળાને ભલે મરણ આવે, તોપણ અન્યાશ્રય કરવો જરાપણ યોગ્ય નથી, કેમકે હાથીના વૈભવવાળો હાથી મુકી ગધેડે બેસવાનું કદી પણ સ્વીકારતો નથી.

## માર્ગના મુખ્ય સિદ્ધાંતો.

૧. સર્વોપરિ વેદાદિ શાસ્ત્રોથી પ્રતિપાદિત પરમ કાષ્ટા વસ્તુ શ્રીકૃષ્ણજ છે.

૨. પરબ્રહ્મ પુરુષોત્તમ શ્રીકૃષ્ણનું ધામ અક્ષરબ્રહ્મ ગણિતાનંદ છે.

૩. જીવ અણુ છે, શુદ્ધ નિર્ગુણ બ્રહ્મનો અંશ છે, સ્વતઃ વ્યાપક નથી.

૪. શ્રીકૃષ્ણની સેવા એજ અંશ જીવનો ધર્મ છે, એટલે વસ્તુતઃ સ્વધર્મ શ્રીકૃષ્ણ સેવાજ છે.

૫. જગત્ સત્ય છે જગત, જીવ, અંતર્યામી, અક્ષર ઈત્યાદિનાં નિમિત્ત અને ઉપાદાન કારણ શુદ્ધ નિર્ગુણ બ્રહ્મ શ્રીકૃષ્ણ પરમાત્માજ છે.

૬ જીવે અવિદ્યાથી કલ્પેલો અહંતા મમતાત્મક સંસાર મિથ્યા છે.

૭. આત્મનિવેદન અને પ્રભુ પ્રપત્તિ વિના અન્ય વિશ્વધર્મ હોઈ શકેજ નહિ.

૮. અન્યાશ્રય અને અસમર્પિત વસ્તુ એ એનો ત્યાગ કર્તવ્ય છે.

---

# સ્પષ્ટીકરણ.

---

જે સેવામાર્ગ પરમ ગહન અને યોગી લોકોને પણ અગમ્ય છે, તે સેવામાર્ગ શ્રીમહાચાર્યચરણોએ એવો તો સુંદર રીતે બતાવ્યો છે, કે જેનો લાભ હરકોઈ વર્ણ કે આશ્રમવાળા, તવંગર કે ગરીબ, ભણેલાં કે અભણ, સુખી કે દુઃખી, મનુષ્ય લઈ પ્રભુપ્રાપ્તિ સહેલાઇથી અને એક સરખી રીતે કરી શકે છે, અને તેવા કેટલાએ આચાર્યશ્રીના વખતમાં અને તે પછી થઈ ગયા છે, જે નિજ વાર્તાઓ ઉપરથી જણાય છે.

જેમ દ્વિજ બાળકને ઉપનયન સંસ્કાર થયા પછી દ્વિજત્વ પ્રાપ્ત થાય છે, અને પછી વૈદિક કર્મ કરવાનો અધિકાર મળે છે, તેમ આ માર્ગમાં વૈષ્ણવને હરિની શરણભાવના માટે સ્વમાર્ગીય ગુરુદ્વારા નામ પામવાનો શરણ–અષ્ટાક્ષર મંત્ર લેવાથી વૈષ્ણવત્વનો અને બ્રહ્મસંબંધનો સંસ્કાર થવાથી એટલે આત્મનિવેદન–સમર્પણનો મંત્ર લેવાથી ભગવત્સેવાનો અધિકાર મળે છે.

આત્મનિવેદન મંત્રમાં, પ્રાણુથી આત્માપર્યન્ત સર્વમાં પોતાનાપણાનું અહંતા મમતાપણાનો સર્વથા ત્યાગ કરી સર્વમાં ભગવદીયપણાની બુદ્ધિ રાખવી, એજ જીવનો ધર્મ છે; એટલે એમ સમજવું કે આ સર્વ પદાર્થો ભગવાનને અર્પણ કર્યા છે; અને હું પણ ભગવાનમાં સ્વયં અર્પિત છું.

આવા પ્રકારની ભાવના છે, અને તે મંત્રો આપનાર ગુરુ શ્રીકૃષ્ણસેવાપરાયણ, દંભાદિ રહિત શ્રીભાગવતના તત્વને જાણનાર હોવા જોઇએ; પરન્તુ તેવા ગુરુ અત્યારે મળવા મુશ્કેલ હોવાથી આ માર્ગમાં ગુરુ એકલા આચાર્ય-શ્રીનેજ માનેલા છે, અને તેમના વંશજદ્વારા બ્રહ્મસંબંધ થાય છે, જેઓ પોતે પોતાને ગુરુ નહિ, પણ ગુરુદ્વારા મનાવે છે. બ્રહ્મસંબંધ પછી સેવાની સિદ્ધિ માટે પ્રયાસ થાય તો જીવનનું સાફલ્યજ છે.

આ બન્ને સંસ્કારવાળા વષ્ણવોને પોતાના ધર્મના સિદ્ધાંતો સમજવા માટે જેમને અનુકુળતા હોય તેમને માટે આચાર્યશ્રીના તેમજ તેમનાં પંથીના ઘણા મહાનુભાવી મહારાજોના વિદ્વત્તાભરેલા ઘણા ગ્રંથો છે. જેમને તે ગ્રંથો જોવા અવકાશ કે અનુકુળતા ન હોય તેમને માટે માર્ગના સિદ્ધાંતો ટુંકામાં સમજવા ષોડષગ્રંથો વિ. છે. તેના રહસ્ય રૂપ આ ગ્રંથ, શિક્ષાપત્રકાર શ્રીહરિરાયજી મહારાજ જેઓએ પોતાનું ૧૨૦ વર્ષ જેટલું લાંબું જીવન બ્રહ્મચર્યમાં ગાળેલું છે. તદ્દન સાદાઈમાં રહી પગે ચાલી મુસાફરીઓ કરેલી છે,

કદીપણ અસત્ય ભાષણ કરેલું નથી, અને પોતાની બેઠકો કોઈ પણ ઠેકાણે ગામમાં રાખેલી નથી, પ્રભુ સેવામાં તત્પર રહી, અવકાશમાં અનેક નાના મોટા ગ્રંથો, સ્તોત્રો રચેલા છે, અને પૂર્વાચાર્યોના ગ્રંથોપર વિદ્વત્તા ભરેલી ટીકાઓ કરેલી છે–તેમનો લખેલો છે. તે સરળ અને સિદ્ધાંતોથી ભરપુર જણાયાથી જનસમાજને ઉપયોગી સમજી તેનું ગુર્જર ભાષાન્તર કરી પ્રસિદ્ધ કરેલું છે.

આ ગ્રંથમાં જે જે દોષો રહી ગયા હોય તે મારા પોતાના છે; તેને માટે વાંચક વર્ગની ક્ષમા ચાહું છું.

હિરાલાલ પરીખ.

---

# માર્ગીય દિક્ષા.

## બ્રહ્મસંબંધમંત્ર.

ગદ્યાર્થ—કૃષ્ણ પરબ્રહ્મ પૂર્ણ પુરુષોત્તમથી વિયોગ પામવાને મને (જીવને) આજે અપરિમિત કાલ વીતી ગયો છે. તે વિયોગને લઇને તમને (કૃષ્ણને) જઇ મળવા અર્થે થવો જોઇતો તાપ અને કલેશનો આનંદ મને નથી થતો. તેવો જે હું, તે, દેહ, ઇન્દ્રિય, પ્રાણ, અન્તઃકરણ અને તેના ધર્મો, તથા સ્ત્રી, ઘર, પુત્ર. આપ્ત વિત્ત; આલોક, પરલોક, આત્મા (અંતર્યામી) સહિત સર્વ, ભગવાન્ ષડૈશ્વર્ય સંપન્ન કૃષ્ણ પરબ્રહ્મને સમર્પું છું. હું દાસ છું, હે કૃષ્ણ ! હું તમારો છું.

# શ્રીહરિરાયજીનાં વચનામૃત.

## વૈષ્ણવોએ શ્રીહરિરાયજીનાં વચનામૃતને હૃદયમાં ધારણ કરવાં અને તેનું અનુકરણ કરવું.

૧ ભગવદીય વૈષ્ણવોએ હમેશાં મનમાં પ્રસન્ન રહેવું, અમંગળ ઉદાસી ન રહેવું. ૨ શ્રીઠાકોરજીના મંદિરમાં નિત્ય નૌતમ ઉત્સવ જાણવો. ૩ શ્રીઠાકોરજીની સેવા કોઇને ભરોસે ન મૂકવી, આપણે માથે જે સેવાનું સ્વરૂપ બિરાજતું હોય, તેની સેવા આપણેજ કરવી. ૪ કોઇનો વિરોધ ન કરવો. સર્વની સાથે મીઠાં વચન બોલવાં. ૫ વિષય અને તૃષ્ણાનો ત્યાગ કરવો. ૬ પ્રભુની સેવા ભય અને સ્નેહ રાખી કરવી. ૭ આપણી દેહ અનિત્ય જાણવી. ૮ વૈષ્ણવના સત્સંગમાં રહેવું. ૮ ભગવદ્ સ્વરૂપ અને ભગવદીય વૈષ્ણવને મિત્ર સમજવા. ૧૦ આપત્તિમાં બુદ્ધિ સ્થિર રાખવી. બુદ્ધિને ચલાયમાન ન કરવી. ૧૧ ભગવત્ દર્શનમાં આળસ ન કરવી. ૧૨ ભગવત દર્શનમાં આળસ કરે, તો આસુરી ભાવ ઉત્પન્ન થાય. ૧૩ પ્રસાદ થોડો લેવો. ૧૪ નિદ્રા થોડી કરવી. ૧૫ ભગવદીયની પાસે આપણે ચાલીને જવું. ૧૬ કોઇના ઉપર ક્રોધ ન કરવો. ક્રોધ વડે હૃદયમાંથી ભગવદાવેશ જતો રહે છે. ૧૭ જ્યાં સ્વધર્મ વિરૂદ્ધ ચર્ચા ચાલતી હોય ત્યાં મૌન રહેવું. ૧૮ અવૈષ્ણવોનો સંગ ન કરવો. ૧૯ સેવામાં

અવૈષ્ણવને લાવવા નહિ ને ભગવદીયની સેવા કરવી. ૨૦ ધૈર્ય ધારણ કરવું. ૨૧ મન શ્રીઠાકોરજીનાં ચરણારવિંદમાં રાખી સંસારનું કામ કરતા રહેવું. ૨૨ ભગવદીય સાથે નોત્તમ ભાવ રાખી રહેવું. ૨૩ સેવામાં બકવાદ ન કરવો. ૨૪ પ્રસન્નતાથી સેવા કરવી. ૨૫ સેવા કરી ઠાકોરજીની પાસે કાંઇ પણ વસ્તુ ન માગવી. ૨૬ શ્રીઠાકોરજીનું નામ લઇને કોઇ પણ વસ્તુ લાવીએ, તે શ્રીઠાકોરજીને પ્રથમ ધરીએ ત્યાર પછી પોતે ખાનપાન કરવું. ૨૭ મનમાં ભગવદીય સાથે દાસભાવ રાખવો. ૨૮ ભગવદીય પ્રત્યે દ્વેષ ન રાખવો. ૨૯ શ્રીઠાકોરજીના ઉત્સવનો લોપ ન કરવો. ૩૦ ભગવદીયનું સ્મરણ કરીએ. ૩૧ માર્ગની રીતિ પ્રમાણે સેવા કરવી. ૩૨ ભગવદીયનાં છલ છિદ્ર ન જોવાં. ૩૩ નવીન વસ્તુ સામગ્રીમાં શ્રીઠાકોરજીને અવશ્ય ધરવી. ૩૪ પ્રિય વસ્તુ મળે તો હર્ષ ન કરવો. ૩૫ કાંઇ પણ નુકશાન થાય, ત્યારે દીલને શોક કરવો નહિ. (गतं न शोचयेत्). ૩૬ સુખ દુઃખ સરખાં કરી માનવાં. ૩૭ ભગવદ્ વાર્તા નિત્ય નિયમથી કરવી. ૩૮ શ્રી સર્વોત્તમજીનો પાઠ નિત્ય નિયમ પ્રમાણે કરવો, એજ પુષ્ટિમાર્ગીય વૈષ્ણવની ગાયત્રી છે. ૩૯ યમુનાષ્ટક આદિ ગ્રંથોનો પાઠ નિત્ય નેમથી કરવો. ૪૦ જયંતિવ્રત અને એકાદશીવ્રત, અવશ્ય કરવાં. ૪૧ પાક સામગ્રી પવિત્રતાથી કરવી. ૪૨ અસમર્પિત વસ્તુ કયાંય પણ ન લેવી. ૪૩ મન ઉદાર રાખવું. ૪૪ સર્વેની મૈત્રી કરવી. ૪૫ સ્વધર્માર્થે તન, મન અને ધનની મદદ

કરવી. ૪૬ અહંતા, મમતા છોડી દેવી. ૪૭ ક્ષમાવંત થઈને રહેવું. ૪૮ જે કાંઈ પ્રાપ્ત થાય તેમાં સંતોષ માનવો. ૪૯ બાહીર ભીતર શુદ્ધતાથી રહેવું. ૫૦ આળસ રહિત રહેવું ૫૧ કોઈનો પક્ષપાત ન કરવો. (ન્યાયી થવું). ૫૨ સર્વ ભોગાદિકનો ત્યાગ કરવો. ૫૩ મનમાં કોઇ વાતની ઇચ્છા ન કરવી. ૫૪ સહેજમાં જે કાંઇ પ્રાપ્ત થાય, તેમાં આપણું કાર્ય કરવું. ૫૫ કોઇ વસ્તુમાં આસક્ત ન થવું. ૫૬ શત્રુ મિત્ર વિષે સમાન બુદ્ધિ રાખવી. ૫૭ અસત્ય બોલવું નહિ. ૫૮ કોઇનું અપમાન ન કરવું. ૫૯ નિંદા સ્તુતિ સમાન કરી માનવી. ૬૦ સ્થિરતા રાખવી, ચિત્ત આપણું વશ રાખવું. ૬૧ ઇંદ્રિઓને વિષે પ્રીતિ ન રાખવી. ૬૨ સ્ત્રી, પુત્ર, ગૃહ ઉપર પ્રીતિ ન કરવી. ૬૩ સ્ત્રી પુત્રાદિકનું સુખ દુઃખ આપણે વિષે માની લેવું નહિ. ૬૪ મનમાં કોઈ વાતનો ગર્વ કરવો નહિ. ૬૫ કુટીલતા રહિત રહેવું. ૬૬ મિથ્યા ભાષણ ન કરવું. ૬૭ સત્ય બોલવું. ૬૮ શાંત ચિત્ત રાખવું. ૬૯ પ્રાણી માત્ર ઉપર દયા રાખવી. ૭૦ એકાગ્ર ચિત્તથી સેવા કરવી. ૭૧ અંતઃકરણ કોમળ રાખવું. ૭૨ નિંદ્ય કાર્ય કોઇ દિવસ ન કરવું. ૭૩ ક્ષમાવંત થઈને રહેવું. ૭૪ મહાપુરુષોનાં ચરિત્રો વાંચવાં. ૭૫ પોતાના મનમાં અભિમાન ન કરવો. ૭૬ કોઇ પણ વચનથી બીજાના મનને દુઃખ થાય એવું વચન બોલવું નહિ ૭૭ સત્ય હોય અને સાંભળનારને પ્રિય લાગે તેવું વચન કહેવું. ૭૮ શ્રી પુરુષોત્તમસહસ્રનામ તથા

શ્રીવલ્લભાચાર્યજીકૃત ગ્રંથનો પાઠ અવશ્ય કરવો ૭૮ જે કાંઇ કરવું તેનું ફલ મનમાં ન ઇચ્છવું. ૮૦ શ્રીઠાકોરજીની સેવા, કીર્તન છે તેજ પરમ ફલરૂપ માનવું. ૮૧ વૈષ્ણવ મંડળીમાં નિત્ય નિયમથી જવું. કથા વાર્તા નિશંક થઇને કહીએ તથા સાંભળીએ. ૮૨ અન્યાશ્રય કદી પણ ન કરવો. અન્યાશ્રય બહુજ બાધક છે, તેથી અન્યાશ્રયથી દૂર રહેવું. ૮૩ શ્રીઠાકોરજીને શરણાગત થઇ રહેવું. બીજા દેવતાથી કોઈ પણ જાતનું ફળ ઇચ્છવું નહિ. ૮૪ શ્રીઆચાર્ય મહાપ્રભુજી તથા શ્રીગુસાંઈજી તથા તેમના વંશજોની સમાન અન્ય કોઇને ન જાણવા. ને એમના સમાન બીજાને જાણે તો આસુરાવેશ થાય. અને જીવનો ઉદ્ધાર થાય નહિ એમાં સંદેહ નહિ.

ઉપર પ્રમાણે શ્રીહરિરાયજીના વચનામૃતનું અનુમોદન કરવાથી પ્રાણીમાત્ર ભક્તિમાન્ થઇ શ્રીપ્રભુચરણારવિંદને પામે છે.

---

## થોડાજ વખતમાં બહાર પડનારાં પુસ્તકો.

# શ્રીભક્તિમાર્ગીય સસ્તી ગ્રંથમાળા તરફથી
## બહાર પડેલાં પુસ્તકો.

વૈષ્ણવ બાલગ્રંથમાલા તદ્દન સસ્તી અને સહેલી રસિક ભાષામાં વિશાળ દૃષ્ટિથી રચાયેલી અને ખુબ લોકપ્રિય થઇ પડેલી. તમારાં કોમળ બાળકોને જડવાદથી બચાવી પ્રભુભક્તિ, ગુરુભક્તિ, માતૃભક્તિ તથા પિતૃભક્તિ શીખવવી હોય તો, આ ગ્રંથો તમારા બાળકોના કરમા મુકો. નીતિ અને ભક્તિ, પવિત્રતા અને સદાચાર, દયા અને દીનતા પ્રેમ અને આનંદ ડગલેને પગલે જણાઇ આવે છે. વળી ચતુર્થ પંચમ પીઠાધીશ્વર ગો. શ્રી ૧૦૮ શ્રીવલ્લભાચાર્યજી મહારાજ-શ્રીની આજ્ઞાનો આ વિલાસ છે.

| નામ. | | | | કીમત. |
|---|---|---|---|---|
| વૈષ્ણવ બાલપોથી ... | | ... | ... | ૦—૧—[illegible] |
| વૈષ્ણવ બાલશિક્ષા | ભા. ૧. | ... | ... | ૦—૧—[illegible] |
| ,, | ભા. ૨. | ... | ... | ૦—૨—૮ |
| ,, | ભા. [illegible]. | ... | ... | ૦—૨— |
| ,, | ભા. ૪. | ... | ... | ૦—[illegible]—[illegible] |
| બાલ પ્રાર્થના. | ... | . | ... | ૦—૧— |
| દીનતાને આશ્રયનાં પદ તથા પુષ્ટિશિક્ષા વર્ષોત્સવો સાથે | | | | ૦—૧— |
| મ. ઇચ્છારામ ભટજીનાં રસિક બોધવચનો | | | ... | ૦—૪— |
| શ્રીમદ્ગુલાલજી મહારાજનાં વચનામૃતો ને શ્રીહરિરાયજી કૃત સેવામાર્ગ. ... | | | ... | ૦—૨— |

મળવાનું ઠેકાણું—

**દીનકિંકર, રેવડીબજાર, અમદાવાદ**

---

શ્રી ગુજરાત પ્રિન્ટીંગ પ્રેસમાં શાહ સોભાગલાલ મંગળદાસે સંશોધક તથા પ્રકાશક મોતીભાઇ અવિચળભાઇ માટે છાપી પ્રસિદ્ધ કર્યું.
ઠે. પાંચકૂવા—અમદાવાદ.